રે કે ॥ આત૦ ॥ માહરે પરમાધારકે, તાહરૂં નામ છે રેકે ॥ તાહ૦ ॥ સમુદ્ર વિજયના નંદન, નિતુ નિતુ વંદના રે કે॥ નિતુ૦ ॥ કિજીયે કરૂણાવંત કે, કર્મનિકંદનારે કે ॥ કર્મ૦ ॥ ૨ ॥ જીત્યા મનમથ રાજ, રહી ગઢ ઉપરેરે કે ॥ રહી૦ ॥ પેહરી શીલ સન્નાહ, ઉદાસ એસી ધરોરે કે ॥ ઉદા૦ ॥ સવિ જિનવરમાં સ્વામી, તુમ્હે અધિકું કર્યું રે કે ॥ તુમ્હે૦॥ કુમરપણે ધરી ધીર, મહાવ્રત ઉચ્ચર્યાં રે કે ॥ મહા૦ ॥ ૨ ॥ આઠ ભવાંતર નેહ જે, તેહ ઉવેખીને રે કે ॥ તેહ૦ ॥ કરૂણા કીધાં કેવલ પશુયાં દેખીને રે કે ॥ પશુ૦ ॥ પૂરણ પાલી પ્રીત, વલી નિજ નારીન રે કે ॥ વલી૦ ॥ આપી સંજમભાર, પોંહ ચાડી પારને રે કે ॥ પોહ૦ ॥ ૪ ॥ જાણ જણશું જે પ્રિત, કરે તે જન ઘણારે કે ॥ કરે૦॥ નિર્વાહે ધરી નેહકે, તે વિરલા સુણ્યારેકે॥તેવિ૦॥ રાજમતીનો કંત, વખાણે કવિજના રે કે ॥ વખા૦॥ તુમ્હે તો દીધો છેહ કે, તેહતો થીરમના રે કે ॥ તેહ૦ ॥ ૫ ॥ જાદવ નાથ સનાથ, કરો મુજને સદારેકે ॥ કરો૦ ॥ દિયો મુજ શિરપર હાથ, હોવે જેમ સંપદા રે કે ॥ હોવે૦ ॥ જલિ જલિ મરે પતંગ, દીવાનેમન નહીં રે કે ॥ દીવાને૦॥ નાણે મન અસવાર ઘોડો દોડે સહી રે કે॥ ઘોડો૦ ૬ ॥ સબલા સાથે પ્રિત, નિર્બલને નવિ કહી રે કે ॥ નિર્બલ૦ ॥ પાણ લાગ્યા જે કેડે કિહાંજાએ વહી રે કે ॥ કિહાં૦ ॥ જે સજ્જન શું

હોય તે, ભીડ ન ભંજીયે રે કે ॥ ભીડ૦ ॥ પોતાના જે હોય, સદા દિલ રંજીએ રે કે ॥ સદા૦ ॥ ૭ ॥ તુમચી સુનજર હોય તો, કર્મને ભંજીયેરે કે ॥ કર્મ૦ ॥ તો દુશમન હોય દૂરે, કોણે નવિ ગંજીયે રે કે ॥ કોણે૦ ॥ ॥ પ્રાણાધાર પવિત્ર કે, દરશન દિજીયે રે કે ॥ દરશન૦ ॥ જ્ઞાનવિમલ સુખ પૂર, મલીને કીજિયે રે કે મલી૦ ॥ ૮ ॥

## ॥ શ્રી આબુ તીર્થ સ્તવન ॥

॥ ચાલો ચાલોને રાજ. ગિરધર રમવા જઈયે ॥ એ દેશી ॥

આવો આવોને રાજ, શ્રી અર્બુદ ગિરિવર જઈયે ॥ શ્રી જિનવરની ભકિત કરીને આતમ નિર્મલ થઈયે ॥ આવો૦ ॥ એ આંકણી ॥ વિમલ વસહીના પ્રથમ જિણેસર, મુખ નિરખે સુખ પઈયે ॥ ચંપક કેતકી પ્રમુખ કુસુમ વર, કંઠે ટોડર ઠવિયે ॥ આવો૦ ॥ ૧ ॥ જિમણે પાસે લુણગ વસહી, શ્રી નેમીસર નમીયે ॥ રાજિમતી વર નયણે નિરખી, દૂઃખ દોહગ સવિ ગયીયે ॥ આવો૦॥ ॥ ૨ ॥ સિદ્ધાચલ શ્રી ઋષભ જિણેસર, રૈવત નેમ સમરીયે ॥ અર્બુદગિરિની યાત્રા કરંતા, ચિહું તીર્થ ચિત્ત ધરીયે ॥ આવો૦ ॥ ૩ ॥ મંડપ મંડપ વિવિધ કોરણી, નિરખી હૈયડે ઠરીયે ॥ શ્રી જિનવરના બિંબ નિહાલી

નરભવ સફલો કરીયે ॥ આવો૦ ॥ ૪ ॥ અવિચલગઢ આદીશ્વર પ્રણમી, અશુભ કરમ સવિ હરિયે ॥ પાસશાંતિ નિરખી જબ નયણે, મન મોહ્યું ડુંગરીયે ॥ આવો૦ ॥ ॥ ૫ ॥ પાજે ચઢતાં ઉજમ વાધે, જેમ ઘોડે પાખરીયે સકલ જિનેસર પૂજી કેસર, પાપ પડલ સવિ હરીયે ॥આ૦ ॥ ૬ ॥ એકણ ધ્યાને પ્રભુને ધ્યાતાં, મનમાંહિ નવિ ડરીયે ॥ જ્ઞાનવિમલ કહે પ્રભુ સુપસાય, સકલ સંઘ સુખ કરીયે ॥ આવો ॥ ૭ ॥

## ॥ શ્રી અષ્ટાપદગિરિ સ્તવન ॥

અષ્ટાપદગિરિ યાત્રા કરણકું, રાવણ પ્રતિહારિ આયા ॥ પુષ્પક નામે વિમાને બેસી, મંદોદરી સુહાયા ॥૧ ॥ શ્રી જિન પૂજી લાલ, સમકિત નિર્મલ કીજે ॥ નયણે નિરખી હો લાલ, નરભવ સફલો કીજે ॥ હૈયડે હરખી લાલ, સમતા સંગ કરીજે ॥ એ આંકણી ॥ ચઉમુખ ચઉ ગતિ હરણ પ્રાસાદે, ચઉવીસે જિન બેઠા ॥ ચઉદિશિ સિંહાસન સમ નાસા, પૂરવ દિશિ દોય જિટ્ઠા ॥ શ્રી૦ ॥ ૨ ॥ સંભવ આદે દક્ષિણ ચારે, પશ્ચિમ આઠ સુપાસા ॥ ધર્મ આદિ ઉત્તર દિશિ જાણો, એવં જિન ચઉવીસા ॥ શ્રી૦ ॥ ૩ ॥ બેઠા સિંહ તણે આકારે, જિ-ણહર ભરતે કીધાં ॥ રયણ બિંબ મૂરતિ થાપીને, જગ

જશવાદ પ્રસિદ્ધા ॥ શ્રી૦ ॥ ૪ ॥ કરે મંદોદરી રાણી નાટક, રાવણ, તાંત બજાવે ॥ માદલ વીણા તાલ તંબૂરા પગ રવ ઠમ ઠમકાવે ॥ શ્રી૦ ॥ ૫ ॥ ભક્તિ ભાવે એમ નાટક કરતાં, ત્રૂટી તંતી વિચાલે ॥ સાંધી આપ નસા નિજ કરની, લઘુ કલાશું તતકાલે ॥ શ્રી૦ ॥ ૬ ॥ દ્રવ્ય ભાવશું ભક્તિ ન ખંડી, તો અક્ષય પદ બાંધ્યું ॥ શ્રી૦ ॥ ૭ ॥ એણિપરે ભવિજન જે જિન આગે, પહૂપરે ભાવના ભાવે જ્ઞાન વિમલગુણ તેહના અહનિશ, સુરનર નાયક ગાવે ॥ શ્રી૦ ॥ ૮ ॥

## ॥ શ્રી સમેતશિખર સ્તવન ॥

સમેતશિખર ગિરિ ભેટીયે રે, મેટવા ભવના પાસ ॥ આતમ સુખ વરવા ભણી રે, એ તીરથ ગુણ નિવાસ રે ॥ ૧ ॥ ભવિયા, સેવા તીરથ એહ ॥ સમેતશિખર ગુણ ગેહ રે ॥ ભવિયા ॥ સેવા ॥ એ આંકણી ॥ સમેત શિખર કલ્પે કહ્યો રે, વીશ ટુંક અધિકાર ॥ વીશ તીર્થંકર શિવ વર્યા રે, બહુ મુનિને પરિવાર રે ॥ ભવિયા ॥ ૨ ॥ સેવા ॥ સિદ્ધક્ષેત્ર માંહે વસ્યા રે, ભાંખે નય વ્યવહાર ॥ નિશ્ચય નિજ સ્વરૂપમાં રે, દોય નય પ્રભુજીના સાર રે ॥ ભ૦ ॥ સે૦ ॥ ૩ ॥ આગમ વચન વિચારતાં રે, અતિ દુર્ગમ નયવાદ ॥ વસ્તુતત્વ જિણે જાણીયે રે, તે આગમ સ્યાદવાદ રે ॥ ભ૦ ॥ સે૦ ॥ ૪ ॥ જયરથ રાય

તણી પરે રે, જાત્રા કરો મનરંગ ॥ ભવ દુઃખને દેઇ અંજલિ રે, થાય સિદ્ધિવધુનો સંગ રે ॥ ભ૦ ॥ સે૦ ॥૫॥ સમકિત યુત જાત્રા કરે રે, તો શિવ હેતુ થાય ॥ ભવ હેતુ કિરિયા ત્યાગથી રે, આતમ ગુણ પ્રગટાય રે ॥ ભ૦ ॥ ॥ સે૦ ॥ ૬ ॥ જેહ સમયે સમકિત થયું રે, તેહ સમયે હોય નાણ ॥ જ્ઞાનવિમલ ગુરુ ભાંખીયા રે, આવશ્યક ભાષ્યની વાણ રે ॥ ભ૦ ॥ સે૦ ॥ ૭ ॥

॥ ઈતિ શ્રીજ્ઞાનવિમલસૂરિવર્ય્યવિરચિત શ્રી ચોમાસી દેવવંદન સંપૂર્ણમ્ ॥

## પંડિત શ્રી વીરવિજયજી વિરચિત

# ॥ ચૌમાસી દેવવંદન ॥

વિધિ–પ્રથમ ઇરિયાવહિ પડિક્કમી પછી ખમાસમણુ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં. એમ કહી ચૈત્યવંદન કહેવું તે આ પ્રમાણે—

દુહા–શ્રી સંખેશ્વર ઇશ્વરં, પ્રણમી ત્રિકરણ યોગ ॥ દેવ નમન ચઉમાસીયે, કરશું વિધિ સંયોગ ॥૧॥ ઋષભાજિત સંભવ તથા, અભિનંદન જિનચંદ ॥ સુમતિ પદ્મપ્રભ સાતમા, સ્વામી સુપાસ જિણંદ ॥ ૨ ॥ ચંદ્રપ્રભ સુવિધિ જિન, શ્રીશીતલ શ્રેયાંસ ॥ વાસુપૂજ્ય વિમલ તથા, ઽનંત ધર્મ વર વંશ ॥ ૩ ॥ શાંતિ કુંથું અર પ્રભુ, મલ્લી સુવ્રત સ્વામ ॥ નમિ નેમીસર પાસ જિન, વર્દ્ધમાન ગુણધામ ॥ ૪ ॥ વર્ત્તમાન જિનવંદતાં એ, વંદ્યા દેવ ત્રિકાલ ॥ પ્રભુ શુભ ગુણ મુગતા તણી, વીર રચે વર માલ ॥ ૫ ॥

અહિંઆં જંકિંચિ૦ નમુથ્થુણું૦ કહી અર્ધા જયવીયરાય કહેવા. પછી ખમાસમણુ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! શ્રી ઋષભજિન આરાધનાર્થં ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં, એમ કહી ચૈત્યવંદન કહેવું તે આ પ્રમાણે—

## ॥ શ્રી ઋષભજિન ચૈત્યવંદન ॥

સર્વારથસિદ્ધે થકી, ચવિયા આદિ જિણંદ ॥ પ્રથમ

રાય વનિતા વસે, માનવ ગણ સુખ કંદ ॥ ૧ ॥ યોનિ નકુલ જિણંદને, હાયન એક હજાર ॥ મૌનાતીતે કેવલી, વડ હેઠે નિરધાર ॥ ૨ ॥ ઉત્તરાષાઢા જનમ છે એ, ધન-રાશિ અરિહંત ॥ દશ સહસ પરિવારશું, વીર કહે શિવ-કંત ॥ ૩ ॥

પછી જંકિંચિ૦ નમુત્થુણં૦ કહી પછી અરિહંત· ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ કહી નવકારનો કાઉસ્સગ્ગ પારી એક થોય કહેવી. પછી લોગસ્સ૦ સવ્વલોએ૦ અન્નત્થ કહી બીજી થોય કહેવી, પછી પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં૦ વેયાવચ્ચગ-રાણં૦ અન્નત્થ, કહી ચોથી થોય કહેવી તે થોયો આ પ્રમાણે–

## ॥ શ્રી ઋષભદેવ પ્રભુની થોય ॥

ત્યાશીલાખ પૂરવ ઘરવાસે, વસીયા પરિકર યુકતા જી ॥ જનમ થકી પણ દેવતરૂ ફલ, ક્ષીરોદધિ જલ ભોકતા જી ॥ મઈ સુઅ ઓહિ નાણે સંયુત્ત, નયણ વયણ કજ ચંદા જી ॥ ચાર સહસશું દીક્ષા શિક્ષા, સ્વામી ઋષભ જિણંદાજી ॥ ૧ ॥ મનપર્યવ તવ નાણ ઉપન્નું, સંયત લિંગ સહાવા જી ॥ અઢિય દ્વીપમાં સન્ની પંચે-દ્રિય, જાણે મનોગત ભાવા જી ॥ દ્રવ્ય અનંતા સૂક્ષ્મ તીચ્છીં, અઢારશેં ખિત્ત ઠાયા જી ॥ પલિય અસંખમ ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ્ય પરજાયાજી ॥ ૨ ॥

ઋષભજિણેસર કેવલ પામી, રયણ સિંહાસન ઠાયા જી ॥ અનભિલપ્પ અભિલપ્પ અનંતા, ભાગ અનંત ઉચ્ચરાયાજી ॥ તાસ અનંતમે ભાગે ધારી, ભાગ અનંતે સૂત્રે જી ॥ ગણધર રચિયાં, આગમ પૂજી, કરીયે જનમ પવિત્રજી ॥ ૩ ॥ ગોમુખ જક્ષ ચક્કેસરી દેવી, સમકિત શુદ્ધ સોહાવે જી ॥ આદિદેવની સેવકંરતી, શાસન શોભ ચઢાવે જી ॥ શ્રદ્ધા સંયુત જે વ્રતધારી, વિઘન તાસ નિવારે જી ॥ શ્રી શુભવિજય પ્રભુ ભગતે, સમરે નિત્ય સવારે જી ॥ ૪ ॥

અહીં નમુથ્થુણં૦ જાવંતિચેઈ૦ જાવંતકેવિ૦ નમોऽર્હત્૦ કહી સ્તવન કહેવું તે આ પ્રમાણે—

## ॥ શ્રી ઋષભદેવ પ્રભુનું સ્તવન ॥

॥ કપૂર હોય અતિ ઉજલો રે ॥ એ દેશી ॥

જ્ઞાનારયણ રયણાયરૂ રે, સ્વામી ઋષભ જિણંદ ॥ ઉપગારી અરિહા પ્રભુરે, લોક લોકોત્તરાનંદ રે ॥ ભવિયાં ॥ ૧ ॥ ભાવે ભજો ભગવંત ॥ મહિમા અતુલ અનંત રે ॥ ભ૦ ॥ ભા૦ ॥ એ આંકણી ॥ તિગ તિગ આરક સાગરૂ રે, કોડાકોડિ અઢાર ॥ યુગલાધર્મ નિવારીયો રે, ધર્મ પ્રવર્તનહાર રે ॥ ભ૦ ॥ ૨ ॥ જ્ઞાનાતિશયે ભવ્યના રે, સંશય છેદનહાર ॥ દેવ નરા તિરિ સમજીયા રે, વચનાતિશય વિચાર રે ॥ ભ૦ ॥ ૩ ॥ ચાર ધ્યાને

મઘવા સ્તવેરે, પૂજાતિશય મહંત ॥ પંચ ઘને યોજન ટલે રે, કષ્ટ એ તૂર્ય પ્રસંત રે ॥ ભ૦ ॥ ૪ ॥ યોગક્ષેમં કર જિનવરૂ રે, ઉપશમ ગંગા નીર ॥ પ્રીતિ ભક્તિપણે કરી રે, નિત્ય નમે શુભ વીર રે ॥ ભ૦ ॥ ૫ ॥

પછી 'આભવમખંડા' સુધી જયવીયરાય કહેવા, ત્યારપછી ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! શ્રી અજિતનાથ જિન આરાધનાર્થં ચૈત્યવંદન કરૂં? ઇચ્છં કહી ચૈત્યવંદન કરવું તે આ પ્રમાણે—

## ॥ શ્રી અજિતનાથ જિન ચૈત્યવંદન ॥

આવ્યા વિજય વિમાનથી, નયરી અયોધ્યા ઠામ, માનવ ગણ રિખ રોહિણી, મુનિ જનના વિશ્રામ ॥૧॥ અજિતનાથ વૃષ રાશિયે, જનમ્યા જગદાધાર ॥ યોનિ ભુજંગમ ભયહરૂ, મૌને વર્ષ તે બાર ॥ ૨ ॥ સતપરણ તરૂ હેઠલે એ, જ્ઞાનમહોત્સવ સાર ॥ એક સહસ્સશું શિવ વર્યા, વીર ધરે બહુ પ્યાર ॥ ૩ ॥

પછી જંકિંચિ૦ નમુત્થુણં૦ અરિહંત ચેઈ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી થોય કહેવી.

॥ થોય ॥ પ્રહ ઉઠી વંદૂ ॥ એ દેશી ॥

જબ ગર્ભે સ્વામી, પામી વિજયા નાર ॥ જીતે નિત્ય પીયુને, અક્ષ ક્રીડન હુંશિયાર ॥ તિણે નામ અજિત છે, દેશના અમૃત ધાર ॥ મહા જક્ષ અજિતા, વીર વિઘન અપહાર ॥ ૧ ॥

આ થોય કહી ઉભા ઉભા જ જયવીયરાય 'આ ભવમખંડા' સુધી કહેવા, આ પ્રમાણે સર્વ તીર્થંકરોના દેવવંદનનો વિધિ જાણવો. એટલે કે સોલમા, બાવીસમા, ત્રેવીસમા અને ચોવીસમા તીર્થંકરપ્રભુના દેવવંદનનો વિધિ પ્રથમ પ્રભુના વિધિ પ્રમાણે જાણવો અને બાકીના પ્રભુનો વિધિ બીજા શ્રીઅજિતનાથપ્રભુના વિધિ પ્રમાણે જાણવો.

---

## ॥ શ્રી સંભવજિન ચૈત્યવંદન ॥

[1]સત્તમ ગેવિજ ચવન છે, જનમ્યા મૃગશિર માંહિ ॥ દેવ ગણે સંભવ જિના, નમીયે નિત્ય ઉત્સાહી ॥૧॥ સાવત્થી પુરી રાજીયો, મિથુન રાશિ સુખકાર ॥ પન્નગ યોનિ પામીયા, યોનિ નિવારણ હાર ॥ ચઉદ વરસ છદ્મસ્થમાં એ, નાણ [2]શાલ તરુ સાર ॥ સહસ વ્રતીશું શિવ વર્યા, વીર જગત આધાર ॥ ૩ ॥

॥ થોય ॥ શાંતિ જિનેસર સમરીયે ॥ એ દેશી ॥

સંભવ સ્વામી સેવીયે, ધન્ય સજ્જન દીહા ॥ જિન ગુણ માલા ગાવતા, ધન્ય તેહની જીહા ॥ વયણ સુગંગ તરંગમાં, ન્હાતા શિવગેહી ॥ ત્રિમુખ સુર દુરિતારિકા, શુભ વીર સનેહી ॥ ૧ ॥

---

૧ 'આનત' ચરિત્રે. ૨ 'પ્રીયાલ.' પર બોલે.

## ॥ શ્રી અભિનંદન સ્વામી ચૈત્યવંદન ॥

ચવ્યા જયંત[1] વિમાનથી, અભિનંદન જિનચંદ ॥ પુનર્વસુ[2]માં જનમીયા, રાશિ મિથુન સુખ કંદ ॥ ૧ ॥ નયરી અયોધ્યાનો ધણી, યોનિ વર મંજાર[3] ॥ ઉગ્ર વિહારે તપ તપ્યા, ભૂતલ વરસ અઢાર ॥ ૨ ॥ વલી રાયણ પાદપ તલેએ, વિમલ નાણ ગણદેવ ॥ મોક્ષ સહસ મુનિશું ગયા, વીર કરે નિત્ય મેવ ૩ ॥

॥ થોય ॥ અપા પદમ લંઘનં ॥ એ ચાલ ॥

અભિનંદન ગુણમાલિકા, ગાવતી અમરાલિકા ॥ કુમતકી પરજાલિકા, શિવ વહૂવર માલિકા ॥ લગે ધ્યાનકી તાલિકા, આગમની પરનાલિકા ॥ ઈશ્વરી સુર બાલિકા, વીર નમે નિત્ય કાલિકા ॥ ૧ ॥

---

## ॥ શ્રી સુમતિનાથ ચૈત્યવંદન ॥

સુમતિ જયંત[4] વિમાનથી, રહ્યા અયોધ્યા ઠામ ॥ રાક્ષસગણ પંચમ પ્રભુ, સિંહરાશિ ગુણ ધામ ॥૧॥ મઘા નક્ષત્રે જનમીયા, મૂષક યોનિ જગદીશ ॥ મોહરાય સંગ્રામમાં, વરસ ગયાં છવીશ (છે વીસ[5]) ॥ ૨ ॥ જીત્યો પ્રિયંગુ તરુ એ, સહસ મુનિ પરિવાર ॥ અવિનાશી પદવી વસ્યા; વીર નમે સો વાર ॥ ૩ ॥

---

૧ 'વિજય' ચ૦, ૨ 'અભિજીત' ચ૦, ૩ 'છાગ' બોલે.
૪ 'વિજયંત' ચ૦, ૫ ચ૦ બોલે.

॥ થોય ॥ ત્વમશુભાન્યભિનંદનનંદિતા ॥ એ દેશી ॥

સુમતિ સ્વર્ગ હિયે અસુમંતને, મમત મોહ નહિ ભગવંતને ॥ પ્રગટ જ્ઞાન વરે શિવ બાલિકા, તુંબરુ વીર નમે મહાકાલિકા ॥ ૧ ॥

---

## ॥ શ્રી પદ્મપ્રભ ચૈત્યવંદન ॥

ગ્રૈવેયક નવમે થકી, કોસંબી ઘર વાસ ॥ રાક્ષસગણ નક્ષતરુ, ચિત્રા કન્યા રાશ ॥ ૧ ॥ વૃશ્ચિકે (વૃકની)[1] યોનિ પદ્મપ્રભ, છદ્મસ્થા ષટ માસ ॥ તરુ છત્રૌઘે કેવલી, લોકાલોકપ્રકાશ ॥ ૨ ॥ ત્રણ અધિક શત આઠશું એ, પામ્યા અવિચલ ધામ ॥ વીર કહે પ્રભુ માહરે, ગુણશ્રેણિ વિશ્રામ ॥ ૩ ॥

॥ થોય ॥ નંદીશ્વર વર દ્વીપ સંભારું ॥ એ ચાલ ॥

પદ્મપ્રભુ હત છદ્મ અવસ્થા, શિવસદ્મે સિદ્ધા અરૂપસ્થા ॥ નાણને દંસણ હોય વિલાસી, વીર કુસુમ શ્યામા જિનુપાસી ॥ ૧ ॥

---

## ॥ સુપાસજિન ચૈત્યવંદન ॥

ગેવીજ છઠ્ઠેથી ચવ્યા, વાણારસી પુરી વાસ ॥ તુલા વિશાખા જન્મીયા, તપ તપીયા નવ માસ ॥ ૧ ॥ ગણ રાક્ષસ વૃક[2] યોનિયે, શોભે સ્વામી સુપાસ ॥ શિરિષ તરુ

---

૧ 'મહિષ' બોલે. ૨ 'મૃગ' બોલે.

તલે કેવલી, જ્ઞેય અનંત વિલાસ ॥ ૨॥ મહાનંદ પદવી લહીએ, પામ્યા ભવનો પાર ॥ શ્રી શુભ વીર કહે પ્રભુ, પંચ સયા પરિવાર ॥ ૩ ॥

॥ થોય શ્રાવણ શુદિ દિન પંચમી એ ॥ એ દેશી ॥

અષ્ઠ મહાપડિહારશું એ, શોભે સ્વામી સુપાસ તો ॥ મહાભાગ્ય અરિહા પ્રભુ એ, સુર નર જેહના દાસ તો ॥ ગુણ અતિશય વરણવ્યા એ, આગમ ગ્રંથ મોઝાર તો ॥ માતંગ શાંતા સુરસુરી એ, વીર વિઘન અપહાર તો ॥

---

## ॥ શ્રી ચંદ્રપ્રભ ચૈત્યવંદન ॥

ચંદ્રપ્રભ ચંદ્રાવતી, પુરિ ચવિયા વિજયંત॥ અનુરાધાયે જનમીયા, વૃશ્ચિક રાશિ મહંત ॥ ૧ ॥ મૃગયોનિ ગણ દેવનો, કેવલ વિણ ત્રિક માસ ॥ પામ્યા [1]નાગ તરુ તલે, નિર્મલ નાણ વિલાસ॥ ૨ ॥ પરમાનંદ પદ પામીયા એ, વીર કહે નિરધાર ॥ સાથે સલુણા શોભતા, મુનિવર એક હજાર ॥ ૩ ॥

॥ થોય ॥ શાંતિ જિનેસર સમરીયે ॥ એ દેશી ॥

ચંદ્રપ્રભ મુખ ચંદ્રમા, સખિ જોવા જઇએ ॥ દ્રવ્ય ભાવ પ્રભુ દરિસણે, નિર્મલતા (લ) થઇએ ॥ વાણી સુધા

૧ પુન્નાગ ચ.

રસ વેલડી, સુણીએ તતખેવ ॥ ભજે ભદંત ભૃકુટિકા, વીરવિજય તે દેવ ॥ ૧ ॥

## ॥ શ્રી સુવિધિનાથ ચૈત્યવંદન ॥

સુવિધિનાથ સુવિધે નમું, શ્વાન[1] યોનિ સુખકાર ॥ આવ્યા આણ[2]ત સ્વર્ગથી, કાકંદી અવતાર ॥ ૧ ॥ રાક્ષસ ગણ ગુણવંતને, ધનરાશિ રિખ મૂલ ॥ વર[3]સ ચાર છદ્મસ્થમાં, કર્મ શશક શાર્દૂલ ॥ ૨ ॥ મ[4]લ્લી તરુ તલ કેવલી એ, સહસ મુનિ સંઘાત ॥ બ્રહ્મ મહોદય પદ વર્યા, વીર નમે પરભાત ॥ ૩ ॥

॥ થોય ॥ પાસજિણંદા વામાનંદા ॥ એ દેશી ॥

સુવિધિ સેવા કરતા દેવા, તજી વિષય વાસના ॥ શિવ સુખ દાતા જ્ઞાતા ત્રાતા, હરે દુઃખ દાસના ॥ નય ગમ ભંગે રંગે ચંગે, વાણી ભવહારિકા ॥ અમર અતીતે મોહાતીતે, વિરંચ સુતારિકા ॥ ૧ ॥

## ॥ શ્રી શીતલનાથ ચૈત્યવંદન ॥

દશ[5]મા સ્વર્ગથકી ચવ્યા, દશમા શીતલનાથ ॥ ભદ્દિલપુર ધનરાશિએ, માનવગણ શિવસાથ ॥ ૧ ॥ વાન[6]રયોનિ જિણંદને, પૂર્વાષાઢા જાત ॥ તિગ [7]વરસાં

૧ 'વાનર' બોલે ૨ 'વિજયંત ચ૦ ૩ 'માસ' ચ૦ બોલે ૪ 'શાલી' ચ૦ 'માલુર' બોલે. ૫ 'દ્વાદશ' બોલે, ૬ 'નકુલ' બોલે ૭ 'માસાંતર' ચ૦ બોલે.

તર કેવલી, પ્રિ[1]યંગુ વિખ્યાત ॥ ૨ ॥ સંયમધર સહસે વર્યા એ, નિરૂપમ પદ નિર્વાણ ॥ વીર કહે પ્રભુ ધ્યાનથી ભવ ભવ કોડિ કલ્યાણ ॥ ૩ ॥

॥ થોય-॥ પ્રહ ઉઠી વંદું ॥ એ દેશી ॥

શીતલ પ્રભુ દર્શન, શીતલ અંગ ઉવંગે ॥ કલ્યાણક પંચે, પ્રાણી ગણ સુખ સંગે ॥ તો વચન સુણંતાં-શીતલ કિમ નહિ લોકા ॥ શુભ વીર ને બ્રહ્મા, શાસનદેવી અશોકા ॥ ૧ ॥

---

## ॥ શ્રી શ્રેયાંસનાથ ચૈત્યવંદન ॥

[2]અચ્યુતથી પ્રભુ ઉતર્યા, સિંહપુર શ્રેયાંસ ॥ યોનિ વાનર દેવ ગણ, દેવ કરે પરશંસ ॥ ૧ ॥ શ્રવણે સ્વામી જનમીયા, મકરરાશિ દુગ [3]વાસ ॥ છદ્મસ્થા તિંદુકતલે, કેવલ મહિમા જાસ ॥ ૨ ॥ વાચંયમ સહસે સહી એ, ભવ સંતતિના છેહ ॥ શ્રી શુભ વીરને સાંઇશું, અવિચલ ધર્મ સનેહ ॥ ૩ ॥

॥ થોય ॥ શ્રી સીમંધર દેવ સુહંકર ॥ એ દેશી ॥

શ્રી શ્રેયાંસ સુહંકર પામી, ઇચ્છે અવર કુણ દેવા જી ॥ કનક તરુ સેવે કુણ પ્રભુને, છંડી સુરતરુ સેવા

---

૧ 'પિપ્પલ' ચ૦ ૨ 'મહાશુક્ર' ચ૦ ૩ 'માસ' ચ૦ બોલે.

જી ॥ પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ, વાણી સુધારસ વેલી જી ॥ માનવીમણુએસર સુપસાય, વીર હૃદયમાં ફેલી જી ॥ ૧ ॥

## ॥ શ્રી વાસુપુજ્યજિનચૈત્યવંદન ॥

પ્રાણતથી પ્રભુ પાંગર્યાં, ચૂપે (ચાંપે) ચંપા ગામ ॥ શિવ મારગ જાતાં થકાં, ચંપક તરુ વિસરામ ॥ ૧ ॥ અશ્વ યોનિ ગણ રાક્ષસ, શતભિષા કુંભરાશિ ॥ પાડલ હેઠે કેવલી, મોનપણે ઇગ [1]વાસિ ॥ ॥ ૨ ॥ ષટ શત સાથે શિવ થયા એ, વાસુપૂજ્ય જિનરાજ ॥ વીર કહે ધન્ય તે ઘડી, જબ નિરખ્યા મહારાજ ॥ ૩ ॥

॥ થોય ॥ કનક તિલક ભાલે ॥ એ દેશી ॥

વિમલ ગુણ અગારં, વાસુપૂજ્ય સફારં, નિહતવિષવિકારં, પ્રાપ્ત કૈવલ્યસારં ॥ વચનરસ ઉદારં, મુક્તિતત્વે વિચારં ॥ વીર વિઘ્ન નિવારં, સ્તૌમિ ચંડી કુમારં ॥ ૧ ॥

## ॥ શ્રી વિમલનાથ ચૈત્યવંદન ॥

અષ્ટમ સ્વર્ગ થકી ચવી, કંપિલપુરમાં વાસ ॥ ઉત્તરભાદ્રપદે જનિ, માનવ ગણ મીનરાશ ॥૧॥ યોનિ છાગ સુહંકરૂ, વિમલનાથ ભગવંત ॥ દોય વરસ તપ

૧. 'માસી' ચ૦

નિર્જલે, જંબૂતલે અરિહંત ॥ ૨ ॥ [1]ષટ સહસ મુનિ સાથશું એ, વિમલ વિમલ પદ પાય ॥ શ્રી શુભ વીરને સાંઇશું, મલવાનું મન થાય ॥ ૩ ॥

॥ થોય ॥ ચોપાઇની ચાલ ॥

વિમલનાથ વિમલ ગુણ વર્યા, જિનપદ ભોગી ભવ નિસ્તર્યા ॥ વાણી પાંત્રીશ ગુણ લક્ષણી, છમ્મુહ સુર [2]પ્રવરા જક્ષણી॥૧॥

---

## ॥ શ્રી અનંતનાથ ચૈત્યવંદન ॥

દેવલોક દશમા થકી, ગયા અયોધ્યા ઠામ ॥ હસ્તિ યોનિ અનંતને, દેવ ગણે અભિરામ ॥ ૧ ॥ [3]રેવતીએ જનમ્યા પ્રભુ, મીનરાશિ સુખકાર ॥ ત્રણ્ય વરસ છદ્મસ્થમાં, નહિ પ્રશ્નાદિ ઉચ્ચાર ॥ ૨ ॥ [4]પીંપલ વૃક્ષે પામીયા એ, કેવલ લક્ષ્મી નિધાન ॥ સાત સહસશું શિવ વર્યા, વીર કહે બહુમાન ॥૩॥

॥ થોય ॥ વસંતતિલકાવૃત્તમ ॥

જ્ઞાનાદિકા ગુણવરા નિવસંત્યનંતે, વજ્રી સુપર્વ મહિતે જિનપાદપદ્મે ॥ ગ્રંથાર્ણવે મતિવરાઃ પ્રણતિસ્મ ભક્ત્યા, પાતાલચાંકુશિસુરી શુભ વીર દક્ષાઃ ॥

---

૧ '૬૦૦' બોલે. ૨ વિદિતા' ચ૦. ૩ 'પુષ્ય' ચ૦, ૪ 'અશોક' ચ૦ બોલે.

## ॥ શ્રી ધર્મનાથ ચૈત્યવંદન ॥

[૧] વિજય વિમાન થકી ચવ્યા, રત્નપુરે અવતાર ॥ ધર્મનાથ ગણ દેવતા, કર્કરાશિ મનોહાર ॥ જનમ્યા પુષ્ય નક્ષત્રમાં, યોનિ છાગ વિચાર ॥ દોય વરસ છદ્મસ્થમાં વિચર્યા ધર્મ દયાલ ॥ ૨ ॥ દધિ પર્ણાધો કેવલી, વીર વર્યા બહુ ઋદ્ધ ॥ કર્મ ખપાવીને હુવા, અડસય સાથે સિદ્ધ ॥ ૩ ॥

॥ થોય ॥ શંખેશ્વર પાસજી પુજીએ ॥ એ દેશી ॥

સખિ ધર્મ જિણેસર પૂજીએ, જિન પૂજે મોહને ધ્રુજીએ ॥ પ્રભુ વયણ સુધારસ પીજીએ, કિન્નર કંદર્પા રીજીએ ॥૧॥

---

## ॥ શ્રી શાંતિજિન ચૈત્યવંદન ॥

સર્વારથસિદ્ધે થકી, ચવીયા શાંતિજિનેશ ॥ હસ્તી નાગપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ ॥ ૧ ॥ માનવ ગણ ગુણવંતને, મેષરાશિ સુવિલાસ ॥ ભરણીએ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા ઇગ વાસ ॥ ૨ ॥ કેવલનંદી તરૂતલે એ, પામ્યા અંતર ઝાણ ॥ વીર કરમને ક્ષય કરી, નવ શતશું નિરવાણ ॥ ૩ ॥

---

૧ 'વિજયંત' ચ૦.

॥ થોય ॥ શાંતિ જિનેસર સમરીયે ॥ એ દેશી ॥

શાંતિ સુહંકર સાહિબો, સંયમ અવધારે ॥ સુમતિ (સુમિત્ર)ને ઘરે પારણું, ભવપાર ઉતારે ॥ વિચરંતા અવનીતલે, તપ ઉગ્ર વિહારે ॥ જ્ઞાન ધ્યાન એક તાનથી તિર્યંચને તારે ॥ ૧ ॥ પાસ વીર વાસુપૂજ્યને, નેમ મલ્લી કુમારી ॥ રાજ્ય વિહુણા એ થયા ॥ આપે વ્રતધારી ॥ શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી ॥ મલ્લી નેમ પરણ્યા નહીં, બીજા, ઘરબારી ॥ ૨ ॥ કનક કમલ પગલાં ઠવે, જગ શાંતિ કરીજે ॥ રયણ સિંહાસન બેસીને ભલી દેશના દીજે ॥ યોગાવંચક પ્રાણીયા, ફલ લેતાં રીઝે ॥ પુષ્કરાવર્તના મેઘમાં, મગશેલ ન ભીંજે ॥૩॥ ક્રોડવહન શુકરારુઢો, શ્યામરૂપે ચાર ॥ હાથ બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર ॥ જક્ષ ગરુડ વામ પાણીએ, નકુલાક્ષ વખાણે ॥ નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે ॥ ૪ ॥

---

## ॥ શ્રી શાંતિજિનસ્તવન ॥

॥ રાગ પૂર્વી ॥

ક્ષણ ક્ષણ સાંભરો શાંતિ સલુણા, ધ્યાન ભુવન જિનરાજ પરૂણા ॥ ક્ષ૦ ॥ શાંતિ જિનંદકો નામ અમીસેં, ઉલ્લસિત હોત હમ રોમ વપુના ॥ ક્ષ૦ ॥

ભવ ચોગાનમેં ફિરતે પાએ, છોરત મેં નહિં ચરણ પ્રભુનાં ॥ ક્ષ૦ ॥ ૧ ॥ છીલ્લરમેં રતિ કબહુ ન પાવે, જે ઝીલે જલ ગંગ યમુનાં ॥ ક્ષ૦ ॥ તુમ સમ હમ શિર નાથ ન થાશે, કર્મ અધુના દૂના ધુના ॥ ક્ષ૦ ॥ ૨ ॥ મોહ લરાઇમેં તેરી સહાઇ, તો ક્ષણમેં છિન્ન છિન્ન કટુના ॥ ॥ ક્ષ૦ ॥ નાહિં ઘટે પ્રભુ આના કુના, અચિરા સુત પતિ મોક્ષવધુના ॥ ક્ષ૦ ॥૩॥ ઓરકી પાસ મેં આશ ન કરતેં, ચાર અનંત પસાય કરુના ॥ ક્ષ૦ ॥ કયું કર માગત પાસ ધત્તુરે, યુગલિક યાચક કલ્પતરુના ॥ ક્ષ૦ ॥ ૪ ॥ ધ્યાન ખડ્ગવર તેરે આસંગે, મોહ ડરે સારી ભીક ભરુના ॥ ક્ષ૦ ॥ ધ્યાન અરૂપી તો સાંઇ અરૂપી, ભકતે ધ્યાવત તાના તુના ॥ ક્ષ૦ ॥ ૫ ॥ અનુભવ રંગ વધ્યો ઉપયોગે, ધ્યાન સુપાનમેં કાથા ચૂના ॥ ક્ષ૦ ॥ ચિદાનંદ ઝકઝોલ ઘટાસેં, શ્રી શુભ વીર–વિજય પડિપુન્ના ॥ ક્ષ૦ ॥ ૬ ॥

---

## ॥ શ્રી કુંથુનાથ ચૈત્યવંદન ॥

લવસત્તમ સુરભવ તજી, ગજપુર નિવાસ ॥ રાક્ષસગણ કૃતિકા જની, કુંથુનાથ વૃષરાશિ ॥ ૧ ॥ સોલ વરસ છદ્મસ્થમાં, જિનવર યોનિ છાગ ॥ ઘાતીકર્મ ઘાતે કરી, તિલક તલે વીતરાગ ॥ ૨ ॥ શૈલે-

શીકરણે કરી એ, એક સહસ પરિવાર ॥ શિવમંદિર સિધાવતાં, વીર ઘણું હુશિયાર ॥ ૩ ॥

થોય—ત્રોટક છંદ ॥ દ્વિજરાજ મુખી ॥ એ દેશી ॥

વશી કુંથુ વ્રતી તિલકો જગતિ, મહિમા મહતી નત ઇંદ્રતતી ॥ પ્રથિતાગમજ્ઞાનગુણા વિમલા, શુભ વીર મતાં ગાંધર્વ બલા ॥ ૧ ॥

## ॥ શ્રી અરનાથજિન ચૈત્યવંદન ॥

ઠાણ [1]સવ્વટ્ઠ થકી ચવ્યા, નાગપુરે અરનાથ ॥ રેવતી જન્મ મહોત્સવા, કરતા નિર્જર નાથ ॥ ૧ ॥ જયકર યોનિ ગજવરૂ, રાશિ મીન ગણદેવ ॥ ત્રણ્ય વરસમાં થિર થઇ, ટાલે મોહની ટેવ ॥ ૨ ॥ પામ્યા અંબ તરૂ તલે એ, ખાયિકભાવે નાણ ॥ સહસ મુનિવર સાથશું, વીર કહે નિર્વાણ ॥ ૩ ॥

॥ થોય ॥ ત્વમશુભાન્યભિનંદનનંદિતા ॥ એ દેશી ॥

અરવિભૂરવિભૂતલઘાતકં, સુમનસા મનસાર્ચિત-પંકજં ॥ જિનગિરા ન ગિરા પરતારિણી, પ્રણતયક્ષપ-તિવીર ધારિણી ॥ ૧ ॥

## ॥ શ્રી મલ્લિનાથજિન ચૈત્યવંદન ॥

મલ્લી [2]જયંત વિમાનથી મિથિલા નયરી

---

[1] 'નવમગ્રૈવેયક' ચ૦ 'વૈજયંત' ચ૦,

સાર ॥ અશ્વની યોનિ જયંકરૂ, અશ્વિનીયે અવતાર ॥ ૧ ॥ સુર ગણ રાશિ મેષ છે, વંદિત સ્વર્ગી લોક ॥ છદ્મસ્થ અહો રાતિની, કેવલ વૃક્ષ અશોક ॥ ૨ ॥ સમવસરણે બેસી કરી એ, તીર્થ પ્રવર્તનહાર ॥ વીર અચલ સુખને વર્યા, પંચસયા પરિવાર ॥ ૩ ॥

॥ થોય ॥ નંદીશ્વર વર દ્વીપ સંભાળું ॥ એ દેશી ॥

મલ્લિનાથ મુખ ચંદ નિહાલું, અરિહા પ્રણમી પાતક ટાલું ॥ જ્ઞાનાનંદ વિમલપુર સેર, ધરણ પ્રિયા શુભ વીર કુબેર ॥ ૧ ॥

---

## ॥ શ્રી મુનિસુવ્રતસ્વામી ચૈત્યવંદન ॥

સુવ્રત [૨]અપરાજિતથી, રાજગૃહી રહેઠાણ ॥ વાનરયોનિ રાજતી, સુંદર ગણ ગિ[નિ]ર્વાણ ॥ ૧ ॥ શ્રવણ નક્ષત્રે જનમીયા, સુરવર જય જયકાર ॥ મકર રાશિ છદ્મસ્થમાં, મૌન માસ અગીયાર ॥ ૨ ॥ ચંપક હેઠે ચાંપીયાં એ, જે ઘનઘાતિ ચાર ॥ વીર વડો જગમાં પ્રભુ, સિવપદ એક હજાર ॥ ૩ ॥

॥ થોય ॥ પાસ જિણંદા વામા નંદા એ એશી ॥

સુવ્રત સ્વામી આતમરામી, પૂજો ભવિ મનરૂલી ॥ જિનગુણ થુણીએ પાતક હણીએ, ભાવસ્તવ સાંકલી

---

૧ '૫૦૦ સાધુ અને ૫૦૦ સાધ્વી' ચ૦, ૨. 'પ્રાણત'

॥ વચને રહીએ જુઠ ન કહીયે, ટલે ફલ વંચકો ॥ વીર જિણુપાસો (સુરી) નરદત્તા, વરૂણ જિનાર્ચકો ॥ ૧ ॥

## ॥ શ્રી નમિનાથજિન ચૈત્યવંદન ॥

દશમા [1]પ્રાણત સ્વર્ગથી, આવ્યા શ્રી નમિનાથ ॥ મિથિલા નયરી રાજીયો, શિવપુર કેરો સાથ ॥ ૧ ॥ યોનિ અશ્વ અલંકરી, અશ્વની ઉદયો ભાણ ॥ મેષરાશિ સુર ગણ નમું, ધન્ય તે દિન સુવિહાણ ॥ ૨ ॥ નવ માસાંતર કેવલીએ, બકુલ તલે નિરધાર ॥ વીર અનુપમ સુખ વર્યા, મુનિ પરિતત હજાર ॥ ૩ ॥

॥ થોય ॥ શ્રાવણ શુદિ દિન પંચમી એ ॥ એ દેશી ॥

શ્રી નમિનાથ સોહામણા એ, તીર્થપતિ સુલતાન તો ॥ વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગવાન તો ॥ રત્નત્રયી, જસ ઉજલી એ, ભાંખે ષટ્ દ્રવ્ય જ્ઞાન તો ॥ ભૃકુટી સુર ગંધારિકા એ, વીર હૃદય બહુમાન તો ॥૧॥

## ॥ શ્રી નેમિનાથજિન દેવવંદન ॥

ચૈત્યવંદન--નેમિનાથ બાવીશમા, અપરાજિતથી આય ॥ સૌરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય ॥ ૧ ॥ યોનિ [2]વાઘ વિવેકીને, રાક્ષસ ગણ અદ્ભૂત ॥ રિખ ચિત્રા ચોપન દિન, મૌનવતા મનપૂત ॥ ૨ ॥ વેતસ હેઠે

[1] 'અપરાજિત' ચ૦ [2] 'મહિષ' બોલે,

કેવલી એ, પંચ સયા છત્રીશ ॥ વાચંયમશું શિવ વર્યા, વીર નમે નિશ દીશ ॥ ૪ ॥

॥ થોય ॥ કનક તિલકભાલે ॥ એ દેશી ॥

દુરિત ભયનિવારં, મોહવિધ્વંસકારં, ગુણવત મવિકારં, પ્રાપ્તસિદ્ધિમુદારં ॥ જિનવરજયકારં, કર્મ-સંક્લેશહારં, ભવજલનિધિતારં, નૌમિ નેમિકુમારમ્ ॥ ૧ ॥ અડજિનવરમાતા, સિદ્ધિસૌધે પ્રયાતા, અડ જિનવર માતા, સ્વર્ગ ત્રીજે વિખ્યાતા ॥ અડ જિનવર માતા, પ્રાપ્ત માહેંદ્ર શાતા ॥ ભવ ભય જિન ત્રાતા, સંતને સિદ્ધિ દાતા ॥ ૨ ॥ ઋષભ જનક જાવે, નાગસુર ભાવ પાવે ॥ ઇશાન સગ કહાવે, શેષ કાંતા સભાવે ॥ પદમાસન સુહાવે, નેમ આદ્યંત પાવે, શેષ કાઉસ્સગ્ગ ભાવે, સિદ્ધિસૂત્રે પઠાવે ॥ ૩ ॥ વાહન પુરુષ જાણી, કૃષ્ણ વર્ણે પ્રમાણી, ગોમેધને ષટ પાણી, સિંહ બેઠી વરાણી ॥ તનુ કનક સમાણી, અંબિકા ચાર પાણી, નેમ ભગતિ ભરાણી, વીરવિજયે વખાણી ॥ ૪ ॥

## ॥ નેમિનાથજિન સ્તવન ॥

॥ મલ્લિનાથ વિના દુઃખ કોણ ગમે, એ દેશી ॥

રહો રહો યે યાદવ દો ઘડીયા ॥ રહો૦ ॥ દો ઘડીયાં દો ચાર ઘડીયાં રહો રહો રે યાદવ દો ઘડીયાં ॥ શિવ માત મલ્હાર નગીને, ક્યું ચલીએ હમ વિછડીયાં ॥ રહો૦ ॥ યાદવ વંશ વિભૂષણ

સ્વામી, તુમે આધાર છો અડવડીયાં ॥ રહો૦ ॥ ૧ ॥ તો બિન ઓરસે નેહ ન કીનો, ઓર કરનકી આખડીયાં ॥ રહો૦ ॥ ઇતને બિચ હમ છોડ ન જઇએ, હોત બુરાઇ લાજડીયાં ॥ રહો૦ ॥ ૨ ॥ પ્રીતમ પ્યારે કેહ કર જાનાં, જે હોત હમ શિર બાંકડિયાં ॥ રહો૦ ॥ હાથસેં હાથ મિલાદે સાંઇ, ફુલ બિછાઉં સેજડીયાં ॥ રહો૦ ॥ ૩ ॥ પ્રેમકે પ્યાલે બહુત મસાલે, પીવત મધુરે સેલડીયાં ॥ રહો૦ ॥ સમુદ્રવિજય કુલ તિલક નેમકું, રાજુલ ઝરતી આંખડીયાં ॥ રહો૦ ॥ ૪ ॥ રાજુલ છોર ગિરનારે, નેમ યુગલ કેવલ વરીયાં ॥ રહો૦ ॥ રાજિમતી પણ દીક્ષા લીની, ભાવના રંગ રસે ચડીયાં ॥ રહો૦ ॥ ૫ ॥ કેવલ લઇ કરી મુગતિ સિધારે, દંપતી મોહન વેલડીયાં ॥ રહો૦ ॥ શ્રી શુભ વીર અચલ ભઇ જોડી, મોહ રાય શિર લાકડીયાં ॥ રહો૦ ॥ ૬ ॥

---

## ॥ શ્રી પાર્શ્વનાથજિન દેવવંદન ॥

ચૈત્યવંદન—નયરી વાણારસીયે થયા, પ્રાણતથી પરમેશ ॥ યોનિ વ્યાઘ્ર સુહંકરી, રાક્ષસગણ સુવિશેષ ॥ ૧ ॥ જન્મ વિશાખાયે થયો, પાર્શ્વપ્રભુ મહા રાય ॥ તુલા રાશિ છદ્મસ્થથાં, ચોરાશી દિન જાય ॥ ૨ ॥ ધવ તરુ પાસે પામીયા એ, ખાયિક દુગ ઉપયોગ ॥ મુનિ તેત્રીશે શિવ વર્યા, વીર અખય સુખ ભોગ ॥ ૩ ॥

॥ થોય ॥ સુવિધ સેવા ॥ એ દેશી ॥

પાસ જિણંદા વામાનંદા, જબ ગરભે ફલી ॥ સુપનાં દેખે અર્થ વિશેષે, કહે મઘવા મલી ॥ જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે ॥ નેમિ રાજી ચિત્ર વિરાજી, વિલોકિત વ્રત લીયે ॥ ૧ ॥ વીર એકાકી ચાર હજારે, દીક્ષા ધુર જિનપતિ ॥ પાસને મલ્લીત્રય શત સાથે, બીજા સહસે વ્રતી ॥ ષટ શત સાથે સંયમ ધરતા, વાસુપૂજ્ય જગ ધણી ॥ અનુપમ લીલા જ્ઞાન રસીલા દેજો મુજને ઘણી ॥ ૨ ॥ જિનમુખ દીઠી વાણી મીઠી સુરતરૂ વેલડી ॥ દ્રાખ વિહાસે ગઈ વનવાસે, પીલે રસ સેલડી ॥ સાકર સેંતી તરણાં લેતી, મુખે પશુ ચાવતી ॥ અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુરવધુ ગાવતી ॥૩॥ ગજ-મુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી ॥ ચાર તે બાંહી કચ્છપ વાહી, કાયા જસ શામલી ॥ ચઉકર પ્રૌઢા નાગારૂઢા, દેવી પદ્માવતી ॥ સોવન કાંતિ પ્રભુ ગુણ ગાતી, વીર ઘરે આવતી ॥ ૪ ॥

## ॥ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન ॥

॥ જિણંદરાય હે ॥ એ દેશી ॥

આજ શંખેશ્વર જિન ભેટીએ, ભેટતાં ભવ દુઃખ નાસે ॥ સાહેબ મોરા રે ॥ જયો અશ્વસેન કુલ ચંદ્રમા, માતા વામા સુત પાસ ॥ સા૦ આજ૦ ॥૧॥ ભક્તિવત્સલ

જન ભયહરુ હસતાં હણીયા ષટ્ હાસ્ય ॥ સા૦ ॥ દાના-દિક પાંચને દૂહ૦યા, ફરી નાવે પાસની પાસ ॥ સા૦ ॥ આજ૦ ॥ ॥ ૨ ॥ કરી કામને કારમી કમકમી, મિથ્યાત્વને ન દીઉં માન ॥ સા૦ ॥ અવિરતિને રતિ નહિ એક ઘડી, અગુણી અલગું અજ્ઞાન ॥ સા૦ આજ૦ ॥ ૩ ॥ નિંદક નિદ્રાને નાસવી, મૃત રાગને રોગ અપાર ॥ સા૦ ॥ એક ધક્કે દ્વેષને ઢોલીયો, એમ નાઠા દોષ અઢાર ॥ સા૦ આજ૦ ॥ ॥ ૪ ॥ વલી મત્સર મોહ મમત ગયો, અરિહા નિરિહા નિરદોષ ॥ સા૦ ॥ ધરણેંદ્ર કમઠ સુર બિંહુ પરે તુસ માત્ર નહી તોસ રોષ ॥ સા૦ ॥ આજ૦ ॥ ૫ ॥ અચરિજ સુણજો એક તિણે સમે, શત્રુને સમકિત દાય ॥ સા૦ ॥ ચંદન પારસ ગુણ અતિ ઘણા, અક્ષર થોડે ન કહાય ॥ ॥ સા૦ આજ૦ ॥૬॥ જાગરણ દશા ઉપર ચઢયા, ઉજાગરણે વીતરાગ ॥ સા૦ ॥ આલંબન ધરતાં પ્રભુતણું, પ્રભુતા સેવક સૌભાગ્ય ॥ સા૦ ॥ આજ૦ ॥ ૭॥ ઉપાદાન કારણ કારજ સધે, અસાધારણ કારણ નિત્ય ॥ સા૦ ॥ જો અપેક્ષા કારણ ભવિ લહે, ફલદા કારણ નિમિત્ત ॥ સા૦ આજ૦ ॥ ૮ ॥ પ્રભુ ત્રાયક સાયકતા ધરી, દાયક નાયક ગંભીર ॥ સા૦ ॥ નિજ સેવક જાણી નિવાજીયે, તુમ ચરણે નમે શુભ વીર ॥ સા૦ આજ૦ ॥ ૯ ॥

## ॥ શ્રી વર્દ્ધમાનજિન દેવવંદન ॥

ચૈત્યવંદન—ઉર્ધ્વલોક દશમા થકી, કુંડપુરે મંડાણ ॥

વૃષભ યોનિ ચઉવીશમા, વર્દ્ધમાન જિન ભાણ ॥ ૧ ॥ ઉત્તરાફાલ્ગુની ઉપન્યા, માનવ ગણ સુખદાય ॥ કન્યા-રાશિ છદ્મસ્થમાં, બાર વરસ વહી જાય ॥ ૨ ॥ શાલ વિશાલ તરુ તલે એ, કેવલ નિધિ પ્રગટાય ॥ વીર બિરૂદ ધરવા ભણી, એકાકી શિવ જાય ॥ ૩ ॥

॥ થોય ॥ ગૌતમ બોલે ગ્રંથ સંભાલી ॥ એ દેશી ॥

વીર જગતપતિ જન્મજ થાવે, નંદન નિશ્રિત શિખર રહાવે, આઠ કુમારી ગાવે ॥ અડ ગજદંતા હેઠે વસાવે, રુચકગિરિથી છત્રીશ જાવે, દ્વીપ રુચક ચઉ ભાવે ॥ છપ્પન દિગકુમરી હુલરાવે, સૂતીકરમ કરી નિજ ઘર પાવે, શુક્ર સુઘોષા વજાવે ॥ સિંહનાદ કરી જ્યોતિષી આવે, ભવન વ્યંતર શંખ પડહે મિલાવે, સુરગિરિ જન્મ મહ્હાવે ॥ ૧ ॥ ઋષભ તેર શશિ સાત કહીજે, શાંતિનાથ ભવ બાર સુણીજે, મુનિસુવ્રત નવ કીજે ॥ નવ નેમીશ્વર નમન કરીજે, પાસ પ્રભુના દશ સમરી જે, વીર સત્તાવીશ લીજે ॥ અજિતાદિક જિન શેષ રહીજે, ત્રણ્ય ત્રણ્ય ભવ સઘલે ઠવીજે, ભવ સમ-કિતથી ગણી જે ॥ જિન નામબંધ નિકાચિત કીજે, ત્રીજે ભવ તપ ખંતી ધરીજે, જિનપદ ઉદયે સિઝે ॥ ૨ ॥ આચારાંગ આદે અંગ અગ્યાર, ઉવવાઇ આદે ઉપાંગ તે બાર, દશ પ્રયન્ના સાર ॥ છ છેદ સૂત્ર વિચિત્ર પ્રકાર, ઉપગારી મૂલસૂત્ર તે ચાર, નંદી અનુયોગદ્વાર ॥ એ

પીસ્તાલીશ આગમ સાર, સુણતાં લહીયે તત્ત્વ ઉદાર, વસ્તુ સ્વભાવ વિચાર ॥ વિષય ભુજંગિની વિષ અપહાર, એ સમો મંત્ર ન કો સંસાર, વીરશાસન જયકાર ॥ ૩ ॥ નકુલ બીજોરૂં દોય કર ઝાલી, માતંગસુર શામ કાંતિ તેજાલી, વાહન ગજ શુંઢાલી ॥ સિંહ ઉપર બેઠી રઢીયાલી, સિદ્ધાયિકા દેવી લટકાલી, હરિતાભા ચાર ભૂજાલી ॥ પુસ્તક અભયા જિમણે ઝાલી, માતુલિંગને વીણા રસાલી, વામ ભુજા નહિ ખાલી ॥ શુભ ગુરૂ પણ પ્રભુ ધ્યાન ધટાલી, અનુભવ નેહશું દેતી તાલી, વીર વચન ટંકશાલી ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ તીર્થપતિ શ્રીવર્ધમાનજિન સ્તવન ।

( રાગ બંગાલ )

ત્રિશલાનંદન ચંદન શીત દર્શન અનુભવ કરીયે નિત્ય ॥ સ્વામી સેવીએ ॥ તુમ દરશનથી અલગા જેહ, વલગ્યા કર્મ પિશાચને છેહ ॥ સ્વામા સેવીયે ॥ ૧ ॥ હું પણ ભમીયો આ સંસાર, દર્શન દીઠા વિણ નિરધાર ॥ સ્વા૦ ॥ અબ તુમ દર્શન દીઠું રત્ન, નિજ ધરમાં રહી કરશું યત્ન ॥ સ્વા૦ ॥ ૨ ॥ દર્શનથી જો દર્શન થાય, તે આણંદ તો[તિ] જગત ન માય ॥ સ્વા૦ ॥ ભવ ભ્રમણાદિક દૂરે જાય, ભવ થિતિ ચિંતન અલ્પ ઠરાય ॥ ॥ સ્વા૦ ॥ ૩ ॥ તસ લક્ષણ પ્રગટે ધટમાંહિ, વૈશાલિક

પ્રભુ તુઠો ઉછાહીં ॥ સ્વા૦ ॥ અમૃત લેશ લહે એકવાર રોગ નહિં ફરી અંગ મોઝાર ॥ સ્વા૦ ॥ ૪ ॥ દર્શન ફરશન હોવે તાસ, સંવેદન દર્શનનો નાશ ॥ સ્વા૦ ॥ પણ જો જાય પલાંડુ પાસ, તો મહ મહકે વાસ બરાસ ॥ સ્વા૦ ॥ ૫ ॥ દેવ કુદેવની સેવા કરંત, ન લહ્યું દર્શન શ્રીભગવંત ॥ સ્વા૦ ॥ એક ચિત્ત નહિં એકની આશ પગ પગ તે દુનિયાના દાસ ॥ સ્વા૦ ॥ ૫ ॥ વેશ ખાટ પરે ક્ષીણ કેઈ ઘાટ, તસ સુ[મુ]ખ દર્શન દૂરે દાટ ॥ સ્વા૦ ॥ લોક કહે ધિગ ચિત્ત ઉચ્ચાટ, ઘર ઘર ભટકે તે બારે વાટ ॥ સ્વા૦ ॥ ૬ ॥ તિણવિધ ભટકયો કાલ અનંત, મલિયા કલિયા નહિ અરિહંત ॥ સ્વા૦ ॥ તે દિન દર્શન તો પ્રતિપક્ષ, હવે દર્શન ફલશે પ્રત્યક્ષ ॥ સ્વા૦ ॥ ૮ ॥ પ્રીતિ ભક્તિયે ચોલનો રંગ, ગુણદર્શન ગયો રંગ પતંગ ॥ સ્વા૦ ॥ અણમલવે હુવે મન ઉત્કંઠ, ગલવે દુઃખ કરે વિરહે ઉલ્લંઠ ॥ સ્વા૦ ॥ ૯ ॥ અનુભવ દર્શને બિહું દુઃખ નાસ, રાતી દિવસ રહો હઇડા પાસ ॥ ॥ સ્વા૦ ॥ ક્ષય ઉપશમ ગુણ ખાયક દાય, ગર્ભવતી પ્રિયા પુત્ર જણાય ॥ સ્વા૦ ॥ ૧૦ ॥ રંગ મહોલમાં ઉત્સવ થાય, મોહ કુંટુંબ તે રોતું જાય ॥ સ્વા૦ ॥ શ્રી શુભવિજય સુણો જગદીશ, વીર કહે પછે દેજો આશિષ ॥ સ્વા૦ ॥ ૧૧ ॥

# ॥ શાશ્વતા અશાશ્વતાજિન દેવવંદન ॥

ચૈત્યવંદન—ચતુર્વિંશતીહાર્હંતા વંદિતાશ્ચાઽધુના સંસ્તવિષ્યે ત્રિલોકે વિલોકાઃ ॥ [1]ચતુર્ધાભિધાઃ સદ્ગુણાલંકૃતેભ્યો, નમામિ મુદા શાશ્વતાઽશાશ્તેભ્યઃ ॥ ૧ ॥ સુધર્માદિકે [2]તાવિષે ચૈત્યમાલા, તથા ચાંતિમે નુત્ત

૮ ૪ ૯ ૭ ૦ ૨ ૩

રેઽર્હદ્વિશાલા ॥ વસુવેંદનર્ષિં ખદ્વિત્રિકેભ્યો ॥ નમામિ૦ ॥ ૨ ॥ [3]ગભસ્ત્યાલયે શીતરશ્મિનિવાસે, ગ્રહે તારકે ચોડુની ચૈત્યગેહાઃ ॥ અસંખ્યા જિનેંદ્રાવિતેંદ્રા કૃતેભ્યો નમામિ૦ ॥ ૩ ॥ [4]વસુદ્વિકૃતે વ્યંતરેઽશંખ્યચૈત્યેઽસુરાવ્વા દશાનાં જિનૌકાઃ સ્મૃતાશ્ચ ॥ ગ્રહાંકામિતાઃ પારગાઃ સંતિ તેભ્યો ॥નમામિ૦॥૪॥ સુરાદ્રૌ નગે નૈષધે નીલવંતે ગિરૌ કુંડલે રૌચકે નાગદંતે ॥ હિમાદ્રૌ ચ વૈતાઢ્ય ગ્રામ્યા [મા]ર્ચિંતેભ્યો॥ નમામિ૦॥૫॥. તરૌ શાલ્મલી જંબૂ નંદીશ્વરેષુ, વખારે વિચિત્રે ત્રિકુટે ચ કુંડે ॥ મુકુટે ક્ષિતૌ ચક્રવાલાંતરેભ્યો ॥નમામિ૦॥૬॥ સ્થિતે ચિત્રકુટેઽર્બુદે સિદ્ધક્ષેત્રે, સમેતોજ્જયંતાચલાઽષ્ટાપદેષુ ॥ કુલાદ્રૌ ચ વિંધ્યાચલે રૌહણેભ્યો ॥નમામિ૦॥૭॥ વિરાટે અધાડે કુરૌ મેદ-

---

૧. ઋષભ, ચંદ્રાનન. વીરિષેણ. વર્ધમાન નામવાળા ૨ સ્વર્ગે +વસ્તુ વગેરે સંખ્યાવાચક શબ્દો અહિંઆ દક્ષિણાવર્ત્ત ગણવા સામાન્ય રીતે વામાવર્ત્ત—અવળા ગણાય છે (૮૪૯૭૦૨૩ થાય) ૩ સૂર્ય વિમાને ૪ વસુ ૮×૨=૧૬

પાટે, શ્રિમાલે ચ ભોટે સ્થિતા ચક્રકોટે ॥ દ્રહે દેવકુટે દ્રવિડેડર્હતેભ્યો ॥ નમામિ૦ ॥૮॥ તિલંગે કલિંગે પ્રયાગે ચ બોધે [ બૌદ્ધે ] સુરાષ્ટ્રાંગવંગાદ્રંગંગાપગાસુ ॥ જનૈઃ કન્યકુબ્જે તમાલેડર્ચિતેભ્યો ॥નમામિ૦॥૯॥ જલે કૌશલે નાહલે જંગલે વા, સ્થલે પલ્લીદેશે વને સિંહલે વા ॥ નગર્યુજ્જયિન્યાદિકાસ્વંતરેભ્યો॥ નમામિ૦॥૧૦॥અનેનૈવ સંધ્યત્વવંધ્યં ત્રિસંધ્યં, જિનાઃ સંસ્તુવંતિ ચતુર્માસિ ધસ્ત્રે ॥ ભવેત્તીર્થયાત્રા ગૃહે તિષ્ઠતેભ્યો॥ નમામિ૦॥૧૧॥ ઇતિ શાશ્વતમુખ્યવિભોઃ સ્તવનં, રચિતં લચિતં સુગુણૈઃ પ્રવરં, પરિરંજિતદક્ષસભાનિકરં, કુરૂતાં શુભ વીર સુખં [સુખે] સખરં ॥ ૧૨ ॥ ઇતિ ॥

પછી જંકિંચિ નમુત્થુણં, અરિહંતચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રથમ થાય કહેવી તેમજ પૂર્વોક્ત વિધિએ અનુક્રમે બીજી ત્રણ થાયો પણ જાણવી.

થાય ॥ નંદીસર વરદ્વીપ સંભારૂં ॥ એ દેશી ॥

ઋષભાનન ચંદ્રાનન જાણો, વારિષેણ શાશ્વત વર્દ્ધમાનો ॥ પૂરવ પશ્ચિમ ઉત્તર ઠાણો, દક્ષિણ પડિમા ભાગ પ્રમાણો ॥ ૧ ॥ ઉર્ધ્વલોક જિનબિંબ ઘણેરાં, ભવનપતિમાં ઘર ઘર દેહેરાં ॥ વ્યંતર જ્યોતિષી તીર્છે અનેરા, ચારે શાશ્વત નામ ભલેરાં ॥ ॥ ભરતાદિક જે ક્ષેત્ર સુહાવે, કાલત્રિકે જે અરિહા આવે ॥ ચાર નામ એ

નિશ્ચય થાવે, અંગ ઉવંગે વાત જણાવે ॥ ૩ ॥ પંચ કલ્યાણકે હર્ષ અધુરે, નંદીશ્વર દ્વીપે જઇ પૂરે ॥ હર્ષ મહોત્સવ કરત અઠાઇ, દેવ દેવી શુભ વાંરે વધાઇ ॥૪॥

પછી બેસી નમુત્થુણં૦ જાવંતિ૦ વિગેરે કહી સ્તવન કહેવું

## ॥ શાશ્વતા અશાશ્વતાજિન સ્તવન ॥

॥ રાગ ફાગ ॥ શોવા ગચ્છપ ॥ એ દેશી ॥

સાસય પડિમા સુંદર, જિનવર કહેશું તેહ ॥ ચારણ મુનિવર વંદી, ભગવઇ માંહે જેહ ॥ ઊર્ધ્વલોકે ચુલસી લખ, સહસ સત્તાણું ત્રેવીશ ॥ સાતકોડિ લખ બિહુત્તેર ભુવણે ચૈત્ય ગણીશ ॥ ૧ ॥ જોઇ વણેસુ અસંખા, કુંડલ રૂચકે ચાર ॥ નંદીસર વર બાવન, એ સાઠે ચઉ બાર ॥ તિદુવારાં શેષ જિનઘર, દ્વારદ્વાર તિહાં દીઠ ॥ ॥ મુખ-મંડપ રંગમંડપ, સખરી મણિમય પીઠ ॥ ૨ ॥ તસ [ આગલ ] ઉપર વર થુભે, ચિહું દિશિ પડિમા ચાર ॥ તદનંતર મણિપીઠ, યુગલ વરતે સુખકાર ॥ વૃક્ષ અશોક ધરમધ્વજ, વાવ પુક્ખરિણી જ્યાંહી ॥ ભવન ભવન પ્રતિ પડિમા, અષ્ટોત્તર શત માંહી ॥ ૩ ॥ પંચ સયાં ધનુ મોટી, પડિમા લઘુ સાત હાથ ॥ મણિપીઠે દેવછંદે, સિંહાસન બેઠા નાથ ॥ છત્ર ધરે એક ચામર, ધારી પડિમા દોય ॥ નાગ ભૂઆવલી જક્ખા, કુંડધરા દોય દોય ॥ ૪ ॥ જોઇસ વ્યંતર કલ્પ–નિવાસી, ભવણ

નિકાય ॥ ઉપપાતી અભિષેકાऽલંકારા વ્યવસાય ॥ સભા સુધર્મા પંચમી, મંડપ પટકે જુત્ત ॥ પ્રત્યેક તિ દુવારાં, જિનઘર જિન અદ્‌ભૂત ॥ ૫ ॥ જોઇસાદિક માંહિ, શુભ પ્રત્યેકે બાર ॥ પ્રત્યેક પ્રતિમા નતિ, કરીયે નિત્ય સવાર ॥ શુભ સભાશું ગણતાં, સાસય પડિમા સાઠ ॥ ચેઇઅ બિંબ મિલંતાં, ભવણે અસિ સો પાઠ ॥ ૬ ॥ શત પંચાસ બહુંત્તેર, યોજન કહીયે જેહ ॥ લાંબા પહોલાં ઉંચાં અનુક્રમે મવિએ તેહ ॥ સ્વર્ગ નંદીશ્વર કુંડલ, રૂચકે ભવન પ્રમાણ ॥ તીસ કુલ ગિરિ દશ કુરૂ, મેરૂવને અસિઆણ ॥ ૭ ॥ અયસી વક્ખારે જિન ઘર, ગજદંતાયે વીશ ॥ મણુઅ નગે ઇક્ખુકારે ચાર ચાર સુજગીશ ॥ પૂર્વવિહિત પરિમાણથી, અર્દ્ધ પ્રમાણે જાણ ॥ તેહથી અર્દ્ધપ્રમાણે, નાગાદિ પરિમાણ ॥ ૮ ॥ તેથી વ્યંતર અરધા, ચાલીશ દિગ્ગજ સાર ॥ અયસી દ્રહે કંચનગિરિ, દેહરાં એક હજાર ॥ સિતેર મહાનઇ દીર્વ, વૈતાઢયે એકસો સિતેર ॥ ત્રણશે અયસી કુંડે, જિન વચને નહિ ફેર ॥ ૯ ॥ વીશ જમગ પંચ ચુલા, જિનઘર પડિમા [ પેર ] ઘેર ॥ જંબુ પમુહ દશ તરૂએ, અગિયાર સિત્તેર ॥ વૃત વૈતાઢયે વીશ કોશ, દીહ અર્દ્ધ વિથ્થાર ॥ ધણુસય ચઉદશ ચાલીશ, ઉંચ-પણે અવધાર ॥ ૧૦ ॥ નંદીશ્વરવિદિશે સકકી–શાણ પ્રિયા આઠ આઠ ॥ તસ નયરે તીછે સવિ, (બત્તી)

દુત્રીસ સય ગુણ સાઠ ।। ત્રભુવન માંહે દેહરાં, સગવન લખ અડ કોડિ ।। દોયસે બ્યાસી હવે સુણો, બિંબ નમું કર જોડી ।। ૧૧ ।। તેરશે નેવ્યાસી કોડિ, સાઠ લાખ અસુરાઇ જાણ ।। તિગ લખ સહસ એકાણું, ત્રણશે વીશ તીર્ચ્છે પ્રમાણ ।। એકસો બાવન કોડિ, ચોરાણું લાખ સમેત ।। સહસ ચુંઆલીસ સગ સય, સાઠ વિમાનિક ચૈત્ય ।। ૧૨ ।। પન્નરશેં દુચત્ત કોડી, અડવન્ન લાખ સુહાય ।। છત્રીશ સહસ ને અયસી, ત્રિભુવન બિંબ કહાય ।। ચઉમાસી દિન ચિંતિએ, ચતુરાભિધ નિજ ચિત્ત ।। જો હોત વિદ્યા લબ્ધિ તો, વીરવિજય નમે નિત્ત ।। ૧૩ ।।

પછી જયવીયરાય સંપૂર્ણ કહી ખમાસમણ દેઇ ઇચ્છા-કારેણ સંદિસહ ભગવન્ ! શાશ્વતા અશાશ્વતા જિન આરા-ધનાર્થં કાઉસ્સગ્ગ કરું ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ ઉસસિએણં૦ કહી પૂર્ણ ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી મોટી શાંતિ સાંભલી પારીને એક લોગસ્સ પ્રગટ કહેવો. પછી તેર વાર નવકાર ગણી 'શ્રી સિદ્ધાચલ સિદ્ધક્ષેત્ર, અષ્ટાપદ આદીશ્વર, પુંડરીક ગણધર ભગવાનને, નમોજિણાણં' એ પાઠ તેર વખત (ખમાસમણપૂર્વક) કહેવો. પછી બેસીને પાંચ તીર્થના પાંચ સ્તવનો કહેવા તે આ પ્રમાણે—

## ।। તીર્થાધિરાજ શ્રીસિદ્ધાચલજીનું સ્તવન ।।

।। શીતલ જિન સહજાનંદી ।। એ દેશી ।।

વિમલાચલ વિમલા પાણી શીતલ તરૂ છાયા

ઠરાણી ॥ રસવેધક કંચન ખાણી, કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી ॥૧॥ સનેહી સંત એ ગિરિ સેવો, ચઉદ ક્ષેત્રમાં તીર્થ ન એવો ॥સ૦॥ ષટરી પાલી ઉલ્લસીએ, છઠ્ઠ અઠ્ઠમે કાયા કસીએ ॥ મોહ મલ્લની સામા ધસીએ, વિમલાચલ વેગે વસીએ ॥ સ૦ ॥૨॥ અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેઠે હરીએ ॥ પાછલ પ્રદક્ષિણા ફરીએ, ભવજલધિ હેલા તરીએ ॥ સ૦ ॥૩॥ શિવમંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ વિરાજે ॥ ચઢતાં સમકિતી છાજે, દૂરભવિયા અભવ્ય તે લાજે ॥ સ૦ ॥ ૪ ॥ પાંડવ પમુહા કેઇ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા, પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચલ સિદ્ધ અનંતા ॥સ૦॥૫॥ ષટમાસી ધ્યાન ધરાવે, શુક રાજાનું રાજ્ય નિપાવે ॥ બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે ॥સ૦॥૬॥ પ્રણિધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિકાચો ॥ મોહરાયને લાગે તમાચો, શુભ વીર વિમલગિરિ સાચો ॥ સ૦ ॥ ૭ ॥

## ॥ શ્રી ગિરનાર તીર્થ સ્તવન ॥

॥ જાત્રા નવાણુ કરીએ વિમલગિરિ ॥ એ દેશી ॥

સહસાવન જઇ વસિએ, ચાલોને સખી સહસાવન જઈ વસીએ, ॥ ઘરનો ધંધો કબુએ ન પૂરો, જો કરીએ અહો નિશિએ ॥ચાલો૦॥ પીયરમાં સુખ ઘડીય ન દીઠું,

ભય કારણ ચઉ દિશિયે ॥ ચાલો૦ ॥૧॥ નાક વિહૂણા સયલ કુટુંબી, લજ્જા કિમપી ન પસિએ ॥ ચા૦ ॥ ભેલાં જમીએ ને નજર ન હીસે, રહેવું ઘોરતમસીએ॥ ચાલો૦॥ ॥૨॥ પીયર પાછલ છલ કરી મહેલ્યું. સાસરીએ સુખ વસીએ ॥ચા૦॥ સાસુડી તે ઘરઘર ભટકે, લોકને ચટકે ડસીએ ॥ચા૦॥૩॥ કહેતાં સાસુ આવે હાંસુ, ભુંશીએ મુખ લેઈ મશીએ ॥ચા૦॥ કંત અમારો બાલો ભોલો, જાણે ન અસિ મસિ કસીએ ॥ ચા૦ ॥૪ ॥ જુઠા બોલી કલહણ શીલા, ઘર ઘર શુની જ્યૂં ભસીએ ॥ચા૦ ॥ એ દુઃખ દેખી હઇડું મૂંઝે, દુર્જનથી દૂર ખસીએ ॥ ચા૦ ॥ ॥ ૫ ॥ રૈવતગિરિનું ધ્યાન ન ધરીયું, કાલ ગયો હસ મશીએ ॥ચા૦ ॥ શ્રી ગિરનારે ત્રણ્ય કલ્યાણક, નેમિ નમન ઉલ્લસીએ ॥ ચા૦ ॥ ૬ ॥ શિવ વરશે ચોવીશ જિનેશ્વર, અનાગત ચઉવીશી એ ॥ચા૦॥ કૈલાસ ઉજ્જયંત રૈવત કહીએ, શરણ ગિરિને ફરસીએ ॥ ચા૦॥ ૭ ॥ ગિરનાર નંદભદ્ર એ નામે, આરે આરે છબ્બિશિએ ॥ચા૦॥ દેખી મહીતલ મહિમા મહોટો, પ્રભુ ગુણ ધ્યાન વરસિયે ॥ચા૦ ॥૮॥ અનુભવ રંગ વધે તેમ પૂજો, કેશર ઘસી ઓરસીએ ॥ ચા૦ ॥ ભાવસ્તવ સુત કેવલ પ્રગટે, શ્રી શુભવીર વિલસીએ ॥ ચ૦ ॥ ૯ ॥

## ॥ શ્રી અર્બુદગીરિતીર્થસ્તવન ॥

॥ ચિત્ત ચેત્તો રે ॥ એ દેશી ॥

આદિ જિણેસર પૂજતાં દુઃખ મેટા રે, આબૂગઢ દઢ ચિત્ત, ભવિક જઇ ભેટા રે ॥ દેલવાડે દેહરાં નમી ॥ દુઃખ૦॥ ચાર પરિમિત નિત્ય॥ભવિ૦॥૧॥ વીશ ગજ બલ પદમાવતી॥દુઃખ૦॥ચક્કેસરી દ્રવ્ય આણ॥ભવિ૦॥ શંખ દીયે અંબીસુરી ॥ દુઃખ૦॥ પંચ કોશ વહે બાણ ॥ભવિ૦॥૨॥ બાર પાદશાહ જીતીને ॥ દુઃખ૦ ॥ વિમલ મંત્રી આલ્હાદ ॥ ભવિ૦ ॥ દ્રવ્ય ભરી ધરતી ક્રીયો ॥ ॥ દુઃખ૦ ॥ ઋષભદેવ પ્રાસાદ ॥ ભવિ૦ ॥૩॥ બિહુત્તર અધિકાં આઠશેં ॥ દુઃખ૦ ॥ બિંબ પ્રમાણ કહાય ॥ભવિ૦॥ પન્નરશેં કારીગરે ॥ દુઃખ૦॥ વરસ ત્રિકે તે થાય ॥ ભવિ૦॥૪॥ દ્રવ્ય અનુપમ ખરચિયો ॥દુઃખ૦॥ લાખ ત્રેપન્ન બારકોડી॥ભવિ૦॥સંવતદશ અઠ્ઠાશીએ॥દુઃખ૦॥ પ્રતિષ્ટા કરી મન હોડી ॥ ભવિ૦॥૫॥ દેરાણી જેઠાણીના ગોખલા ॥ દુઃખ૦॥ લાખ અઢાર પ્રમાણ ॥ ભવિ૦ ॥ વસ્તુપાલ તેજપાલની ॥દુઃખ૦॥ એ દોય કાંતા જાણ ॥ ॥ ભવિ૦ ॥૬॥ મૂલ નાયક નેમીસરૂ ॥ દુઃખ૦॥ ચારશેં અડસટ્ઠ બિંબ॥ભવિ૦॥ ઋષભ ધાતુમય દેહરે ॥દુઃખ૦॥ એકસો પીસ્તાલીશ બિંબ ॥ ભવિ૦ ॥ ૭ ॥ ચઉમુખ ચૈત્ય જુહારીએ ॥ દુઃખ૦ ॥ કાઉસ્સગીયા ગુણવંત ॥

॥ભવિ૦॥ આણું ચિત્ત તેહમાં કહ્યું॥ દુઃખ૦॥ અગન્યાસી અરિહંત ॥ભવિ૦॥૮॥અચલગઢે પ્રભુજી ઘણા ॥દુઃખ૦॥ જાત્રા કરો હુંશિયાર ॥ભવિ૦॥ કોડી તપે ફલ જે લહે॥ ॥દુઃખ૦॥ તે પ્રભુ ભકિત વિચાર ॥ ભવિ૦॥૯॥સાલંબન નિરાલંબને॥દુઃખ૦॥ પ્રભુ ધ્યાને ભવપાર॥ભવિ૦॥ મંગલ લીલા પામીયે॥દુઃખ૦॥ વીરવિજય જયકાર ॥ ॥ ભવિ૦ ॥ ૧૦ ॥

## ॥ શ્રીઅષ્ટાપદગીરિ મહાતીર્થ સ્તવન ॥

॥ કુંવર ગંભારો નજરે દેખતાંજી ॥ એ દેશી ॥

ચઉ અઠ દશ દોય વંદીયે જી, વર્ત્તમાન જગદીશરે ॥ અષ્ટાપદ ગીરિ ઉપરે જી, નમતાં વાધે જગીશ રે ॥ ॥ ચઉ૦ ॥૧॥ ભરત ભરતપતિ જિનમુખેજી, ઉચ્ચરીયાં વ્રત બાર રે ॥ દર્શન શુદ્ધિને કારણેજી, ચોવીશ પ્રભુનો વિહાર રે ॥ ચઉ૦ ॥૨॥ ઉંચપણે કોશ તિગ કહ્યોજી, યોજન એક વિસ્તાર રે ॥ નિજ નિજ માન પ્રમાણ ભરાવીયાં જી, બિંબ સ્વપર ઉપગાર રે ॥ ચઉ૦ ॥૩॥ અજિતાદિક ચઉ દાહિણે જી, પચ્છિમે પઉમાઇ આઠરે ॥ અનંત આદે દશ ઉત્તરેજી, પૂરવે ઋષભ વીર પાઠ રે ॥ ॥ચ૦ ॥૪॥ ઋષભ અજિત પૂરવે રહ્યા જી, એ પણ આગમ પાઠ રે ॥ આતમ શકતે કરે જાતરાજી, તે ભવ મુક્તિ વરે હણી આઠ રે॥ચઉ૦॥૫॥ દેખો અચંભો શ્રી

સિદ્ધાચલે જી, હુવા અસંખ્ય ઉદ્ધાર રે ॥ આજ દિને પણ ઇણે ગીરિજી, ઝગમગ ચૈત્ય ઉદ્દાર રે ॥ચઉ૦॥૬॥ રહેશે ઉત્સર્પિણી લગેજી, દેવ મહિમા ગુણ દાખ રે ॥ સિંહનિષધાદિક થિરપણે જી, વસુદેવહિંડની સાખ રે ॥ ॥ ચઉ૦ ॥૭॥ કેવલી જિનમુખમેં સુણ્યો જી, ઇણ વિધે પાઠ પઠાય રે ॥ શ્રીશુભવીર વચન રસેજી, ગાયો ઋષભ શિવ ઠાય રે ॥ચ૦ ॥ ૮॥

## ॥ શ્રી સમ્મેતશિખરગિરિતીર્થસ્તવન ॥

॥ ભમરા ભૂધરશે નાવ્યો ॥ એ દેશી ॥

નામ સુણત શીતલ શ્રવણા, જસ દર્શન શીતલ નયનાં ॥ સ્તવન કરત શીતલ વયણાં રે ॥ ૧ ॥ સમેત શિખર ભેટણ ચલજો, મુજ મન બહુ ભવિ સાંભલજો રે ॥ અનુભવ મિત્ર સહિત મલજો રે ॥ સ૦ ॥ ૨ ॥ જંબૂ દ્વીપ દાહિણ ભરતે, પૂરવ દેશે અનુસરતે, સમ્મેતશિખર તીરથ વરતે રે ॥ સ૦ ॥ ૩ ॥ જસ દર્શન ઘન કર્મ દહે, દિનકર તાપ ગગન વહે, શશી વસી પદ્મ વિનાશ લહેરે ॥ ॥ સ૦ ॥ ૪ ॥ અજિતાદિક દશ શિવ વરીયા, વિમલાદિક નવ ભવ તરિયા, પાર્શ્વનાથએમ વીશ મલીયા રે ॥સ૦॥૫॥ મુકિત વર્યા પ્રભુ ઇણઠામે, વીશે ટુંકે અભિરામે, વિશ જિનેશ્વરને નામે રે ॥સ૦॥૬॥ ઉત્તર દિશ ઐરવત માંહિ, શ્રી સુપ્રતિષ્ટ ગિરિ જ્યાંહિ, સુચંદ્રાદિક વીશ ત્યાંહિરે ॥સ૦॥

॥ ૭ ॥ ઇમ દશ ક્ષેત્રે વીશ લહ્યા, એક એક ગીરિવર સિદ્ધ થયા, તીત્થોગાલી પયન્ને કહ્યા રે ॥ સ૦ ॥ ૮ ॥ રત્નત્રયી જેહથી લહીએ, ભવજલ પાર ને નિરવહિએ, સજ્જન તીરથ તસ કહિયે રે ॥સ૦॥૯॥ કલ્યાણક એક જિહાં હોય, તે પણ તીરથ કહેવાય, વીશ જિનેશ્વર શિવ જાય રે ॥સ૦॥ ૧૦॥ તેણે એ ગિરિવર અભિરામ, મુનિવર કોડિ શિવ ઠામ, શિવ વહૂ ખેલણ આરામરે ॥ ॥સ૦ ॥ ૧૧ ॥ મુનિવર સૂત્ર અરથ ધારી, વિચરે ગગન લબ્ધિ પ્યારી, દેખી તીરથ પયચારી રે ॥ સ૦ ॥ ૧૨ ॥ સમ્મેતશિખર સુપ્રતિષ્ટ તણી, ઠવણા પૂજન દુઃખ હરણી ઘેર બેઠાં શિવ નિસરણી રે ॥ સ૦ ॥ ૧૩ ॥ દર્શન જસ દર્શન વરીએ, લહી શુભ સુખ દુઃખડાં હરીએ, વીરવિજય શિવ મંદિરીયે રે ॥ સ૦ ॥ ૧૪ ॥

ઇતિ શ્રીમત્સંવિજ્ઞસુજ્ઞપ્રાજ્ઞતજ્જ્ઞતંત્રજ્ઞ તપોગણસ્થિત પંડિત શ્રી ૧૦૮ શ્રી ક્ષમાવિજયગણિશિષ્યયશોવિજયગણિશિષ્યપંડિતશ્રીશુભવિજયગણિશિષ્યેણ (શ્રી વીરવિજયેણ) વિરચિતાબ્દ ૧૮૬૬ આષાઢશુક્લ પ્રતિપદિ ઘસ્ત્રે ત્રિકચાતુર્માસિકદેવવંદનવિધિઃ પરિપૂર્ણતાં પ્રાપ્તઃ ॥

# ॥ ચૈત્રીપૂનમની કથા ॥

**तीर्थराजं नमस्कृत्य, श्रीसिद्धाचलसंज्ञकम् ॥**
**चैत्रशुक्लपूर्णिमायाः, व्याख्यानं क्रियते मया ॥ १ ॥**

**અર્થ**:—અહો ભવ્ય જીવો ! હું શ્રીસિદ્ધાચલ નામે તીર્થાધિરાજ પ્રત્યે નમસ્કાર કરી ચૈત્ર શુદિ પૂર્ણિમાનું વખાણ લખું છું. સર્વ પૂર્ણિમા મધ્યે ચૈત્રી પૂનમ અત્યંત પુણ્યની વૃદ્ધિ કરનારી છે, કારણ કે શ્રીવિમલાચલ તીર્થને વિષે અનેક વિદ્યાધર, ચક્રવર્ત્તી આદિ મોટા પુરૂષો સિદ્ધિને પામ્યા છે. વલી શ્રીઋષભદેવજીના બે પુત્ર નમિ અને વિનમિ મોક્ષગતિ પામ્યા છે, તથા શ્રીસિદ્ધાચલને વિષે ઋષભદેવસ્વામીના પ્રથમ ગણધર જે શ્રીપુંડરિક નામે મુનીશ્વર, તે ચૈત્રી પૂનમને દિવસે પાંચ કોડી સાધુના પરિવારે મોક્ષે પહોંચ્યા છે. માટે એ પૂનમનો દિવસ સર્વમાં મોટો કહ્યો છે. તેથી એ દિવસને ઉત્તમ પર્વ જાણીને તેનું આરાધન કરવું. ઇહાં પ્રથમ નમિ વિનમિનો સંબંધ કહીને પછી શ્રીપુંડરિક ગણધરજીનો સંબંધ કહીશું.

અયોધ્યા નગરીનું રાજ્ય ભરતને આપી અને તક્ષશિલાનું રાજ્ય બાહુબલને આપી તથા બીજા પુત્રોને યથાયોગ્ય દેશોનું રાજ્ય આપી શ્રીઋષભદેવ ભગવાને દીક્ષા લીધી. પણ તેવખત નમિ અને વિનમિ કોઇ કાર્યનિમિત્તે દેશાંતર ગયા હતા, તેથી ભગવાન્ પણ નમિ વિનમિને રાજ્ય આપવું ભૂલી ગયા. પછી કેટલેક દિવસે જેવારે તે પરદેશથી ફરી આવ્યા તે વારે ભરતને આવી પૂછવા લાગ્યા કે આપણા પિતા ક્યાં ગયા છે ? એમ પૂછવાથી તેમને ભરતે ઉત્તર

આપ્યો કે આપણા પિતાએ તો દીક્ષા લીધી છે, માટે તમે હવે મારી સેવા કરો અને હું તમોને કોઇક દેશનું રાજ્ય આપીશ. પણ તેમણે ભરતની કહેલી વાત ન માની અને રાજ્ય લેવા સારૂ ભગવાન્ પાસે આવ્યા. તિહાં ભગવાન્ જિહાં જિહાં વિચરે, તે તે સ્થાનકે કાંટા કાંકરા વેગળા કરી ભૂમિ શુદ્ધ કરે તથા ભગવાન્ જે વારે કાઉસ્સગ્ગધ્યાને ઉભા રહે, તે વારે તેના ઉપરથી ડાંસ મચ્છર ઉડાડે. અને પ્રભાતમાં, સંધ્યાકાલમાં, ભગવાનને વાંદીને વિનતિ કરે કે મહારાજ! અમને રાજ્ય આપો. એમ નમિ વિનમિ ભગ-વંતની પાછલ વિચરે છે. એકદા ધરણેંદ્ર ભગવાનને વાંદવા આવ્યા, તેણે નમિ વિનમિને સેવા કરતા જોઇને તેમની ઉપર પ્રસન્ન થઇ અડતાલીશ હજાર સિદ્ધવિદ્યા આપી, સોલ વિદ્યાદેવીઓનું આરાધન બતાવ્યું અને વૈતાઢય પર્વતની દક્ષિણ મેખલાએ રથપુર ચક્રવાલ પ્રમુખ પચાસ નગર વસાવી આપ્યાં તથા ઉત્તર મેખલાને વિષે ગગનવલ્લભ પ્રમુખ સાઠ નગર વસાવી આપ્યાં તથા વિદ્યાને બલે કરી તિહાં લોકોની વસ્તી પણ કરી આપી. પછી તે દિશાને વિષે નમિ અને વિનમિ એ બેહુ ભાઇ રાજ્ય પાળવા લાગ્યા. અંતે બેહુ ભાઈ પોતપોતાના પુત્રને રાજ્ય પાટે સ્થાપી પોતે સંસાર ત્યાગી દીક્ષા ગ્રહણ કરી શ્રીવિમલાચલતીર્થે આવી શ્રીઋ—ષભદેવ ભગવાનને નમસ્કાર કરી તેહિજ પર્વત ઉપર સાધુની બે કોડી સાથે મોક્ષે પહોંતા. એ નમિ વિનમિનો સંબંધ કહ્યો.

હવે શ્રી ઋષભદેવસ્વામીના થએલા ગણધર શ્રીપુંડરિકજી ચૈત્રીપૂનમને દિવસે એ પર્વત ઉપર મોક્ષે ગયા. જેથી એ

પર્વતનું નામ પણ પુંડરિકગિરિ કહેવાય છે, માટે તે પુંડરિકગણધરની કથા કહે છે.

શ્રીઋષભદેવસ્વામી છદ્મસ્થપણે વિહાર કરતાં પુરિમતાલની સમીપે શકલમુખ ઉદ્યાન માંહે આવ્યા. તિહાં પ્રભુને કેવલજ્ઞાન ઉપન્યું તે વારે સર્વ ઇન્દ્રાદિક દેવોએ મલી સમોસરણની રચના કરી. સેવકે આવી ભરત રાજાને પ્રભુને થયેલા કેવલજ્ઞાનની વધામણી આપી. તે સાંભલી ભરત રાજા ઘણો હર્ષ પામ્યો થકો બેઠો છે એટલામાં વલી બીજો સેવક આવ્યો, તેણે પણ આવી વધાઇ આપી કે હે મહારાજ! આયુધશાલાને વિષે તેજપુંજે કરી વિરાજમાન એવું ચક્રરત્ન ઉપન્યું છે? તે સાંભલી ભરતજીએ મનમાં વિચાર્યું જે બેહુ વધાઇ સાથે આવી તો હવે પ્રથમ મહોત્સવ કોનો કરીએ? માટે ચક્રરત્નનો મહોત્સવ તો કેવલ કર્મબંધનું કારણ અને આ ભવનો અર્થ સાધક છે, અને તીર્થંકરના કેવલજ્ઞાનનો મહોત્સવ જે કરવો, તે તો ઇહભવ પરભવ સંબંધી સર્વ અર્થનો સાધક છે, માટે પ્રથમ કેવલજ્ઞાનનો મહોત્સવ કરવો એમ નિર્ધારી ચતુરંગિણી સેના લઇ મરૂદેવા માતાની સાથે હાથી ઉપર ચડી અનેક પ્રકારનાં વાજિંત્ર વાજતે જેવામાં અયોધ્યા થકી બહાર નીકલી પ્રભુની સમીપ જાય છે, તેવામાં પ્રભુ આગળ દેવદુંદુભિનો ધ્વનિ થાય છે, તે સાંભલી માતા મરૂદેવાજીએ હર્ષવંત થઈ પૂછયું જે હે પુત્ર! એ વાજિંત્રધ્વનિ કયાં થાય છે? તે વારે ભરતે કહ્યું, હે માતાજી! તમારા પુત્રની આગલ ધ્વનિ થાય છે. વલી આ તમારા પુત્રની ત્રણ ગઢ પ્રમુખની રચના આદિક

ઋદ્ધિતો જૂઓ! એવા ભરતનાં વચન સીભલીને તે દેખવા માટે મરૂદેવાજી પોતાની આંખોને મસલવા લાગ્યાં તેમાંથી હર્ષના આંસુ આવ્યાં તેથી આંખનાં પડલ ઉતરી ગયાં. તે વારે સમોસરણની શોભા દીઠી, પણ પુત્ર તો માતાને બોલાવતો નથી, તેથી વૈરાગ્ય પામી ક્ષપકશ્રેણિ આરોહણ કરી કેવલજ્ઞાન પામી તત્કાલ તે મોક્ષે પહોતાં. તે વારે ભરત રાજા માતાના શરીરને ક્ષીરસમુદ્રમાં પરઠવી શોક નિવારીને ભગવાન્ પાસે જઇ, પંચાભિગમ સાચવી ત્રણ પ્રદક્ષિણા દઇ વિધિએ વંદના કરી યથાયોગ્ય સ્થાનકે બેઠા. તિહાં ભગવાને ધર્મોપદેશ દીધો, તે સાંભલી ભરત રાજાએ શ્રાવકનો ધર્મ આદર્યો, અને ભરતનો પુત્ર જે ઋષભસેન તેનુંજ બીજું નામ પુંડરિક તેણે ઘણા પુત્ર પૌત્રાદિક સાથે ચારિત્ર લીધું. ભગવાને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. ચોરાશી ગણધર થાપ્યા, તેમાં પ્રથમ ગણધર શ્રીપુંડરિકજીને થાપ્યા.

હવે પુંડરિક ગણધર શ્રીઋષભદેવજીની સાથે શુદ્ધ ચારિત્ર પાલતા વિચરે છે, કેટલાએક કાલ પછી ભગવાન્ સર્વ પરિવાર સહિત શ્રીસિદ્ધાચલતીર્થે રાયણવૃક્ષ તલે સમોસર્યા. તિહાં ઇંદ્રાદિક દેવતા વાંદવા આવ્યા તેમની આગલ તથા પુંડરિકાદિક મુનીશ્વરોની આગલ શ્રી શત્રુંજય તીર્થનો મહિમા કહ્યો તથા એ તીર્થ ઉપર પુંડરિક ગણધરને મોક્ષપ્રાપ્તિ થશે. તે વખાણીને વલી કહ્યું કે હે ભવ્ય જીવો! એ તીર્થ અનાદિ કાલનું શાશ્વતું છે. ઇહાં અનંતા તીર્થંકર અનંતા મુનીશ્વર કર્મ ખપાવી સિદ્ધિ પામ્યા છે, અને અનંતા પામશે. અભવ્ય જીવ તો પ્રાય: એ તીર્થને નજરે પણ ન

દેખે, વલી આ અવસર્પિણીમાં એ તીર્થ વિશેષપણે પુંડરિક એવે નામે પ્રગટ થશે. ઇત્યાદિક તીર્થનો મહિમા કહીને ભગવાને વિહાર કર્યો.

હવે પુંડરિકજી પાંચ કોડી સાધુના પરિવારે વિચરતા ગ્રામાનુગ્રામ વિહાર કરતા સોરઠ દેશ આવ્યા. તિહાં તેમને વાંદવાને અનેક રાજા, શેઠ, સેનાપતિ પ્રમુખ ઘણા લોકો આવ્યા. ગુરૂએ પણ યથાયોગ્ય ધર્મદેશના આપી. તે અવસરમાં કોઈક સ્ત્રી ચિંતાતુર થકી મહા દુઃખી એવી પોતાની વિધવા પુત્રીને સાથે લઈને તિહાં આવી. પુંડરિક ગણધરને નમસ્કાર કરી અવસર પામી પૂછવા લાગી કે હે મહારાજ! આ કન્યાએ પૂર્વભવમાં શું પાપ કર્યું હશે. કે જે થકી એનો વિવાહ કરતાં હાથ મેળવવાની વખતેજ એનો ભરતાર મરણ પામ્યો? એવું પૂછે થકે ચાર જ્ઞાનના ધરનાર ગણધરજી કહેવા લાગ્યા કે હે મહાનુભાવ! અશુભ કર્મનું અશુભજ ફલ થાય. સર્વ જીવ પોતાનાં પૂર્વકૃત શુભાશુભ કર્મનાંજ ફલ પામે છે, પરંતુ બીજાં તો નિમિત્તમાત્ર છે, માટે એના પૂર્વલા ભવ હું કહું છું, તે સાંભળ.

જંબુદ્વિપે પૂર્વ મહાવિદેહે ચંદ્રકાંતા નામની નગરીનો સમરથસિંહ નામે રાજા છે. તેને ધારણી નામે રાણી છે. તેજ નગરમાં એક મહા ધનવંત પરમશ્રાવક ધનાવહ નામે શેઠ રહે છે. તેની એક ચંદ્રશ્રી અને બીજી મિત્રશ્રી એવી નામે બે સ્ત્રીઓ છે. એક દિવસે ચંદ્રશ્રી કામવિકારને વશ થઈ થકી મર્યાદા મૂકી પોતાની શોકય મિત્રશ્રીનો પતિ પાસે જવાનો વારો હતો તેને ઉલ્લંઘન કરી પોતે ભરતાર

પાસે આવી, તે વારે તેને ભરતારે કહ્યું કે આજ તો તારો વારો નથી, માટે મર્યાદા મૂકીને કેમ આવી? તે સાંભળી ચંદ્રશ્રી કામવશ થકી કહેવા લાગી કે એમાં શાની મર્યાદા? તે વારે શેઠે કહ્યું કે કુલવંતને મર્યાદા છોડવી યુક્ત નહીં. તે સાંભલી ચંદ્રશ્રી સંતોષ રહિત થઈ રોષે ભરાણી થકી મલિન પરિણામે મુખ વિલખું કરીને મિત્રશ્રી ઉપર ઘણોજ દ્વેષ ધરવા લાગી. કેટલાએક દિવસ પછી તે ચંદ્રશ્રીએ પોતાના પિતાને ઘેર આવીને મંત્ર, યંત્ર, તંત્ર, કામણ, ટુંમણ કરીને મિત્રશ્રીના શરીરમાં ડાકણનો પ્રવેશ કરાવ્યો, તેથી મિત્રશ્રીના શરીરની શોભા સર્વ જતી રહી, તે જોઇ ભરતાર પણ મિત્રશ્રીને ત્યાગી ચંદ્રશ્રીને વશ થઈ ગયો. પાછલથી ભરતારે પણ કેટલાએક દિવસે તે સ્વરૂપ જાણ્યું, તેથી તે ચંદ્રશ્રીને ત્યાગી દીધી. હવે ચંદ્રશ્રી શ્રાવકધર્મ પાલતી થકી પણ તે પાપ આલોયા વિનાજ મરણ પામીને આ તારી પુત્રીપણે આવી ઉપની છે. એણે પૂર્વ ભવમાં મિત્રશ્રીને પતિનો વિયોગ પાડયો તેથી એ વિષકન્યા થઇ છે. એને ભરતારનો સ્પર્શ તો દૂર રહ્યો, પણ ભરતાર એનું મુખ જોવાની પણ ચાહના ન કરે એવું કર્મ એને ઉદય આવ્યું છે. એ પૂર્વકૃત કર્મના ઉદયથી દુઃખીયારી થઈ છે માટે કર્મની ગતિ વિચિત્ર છે. તે વારે ફરી તેની માતાએ કહ્યું કે હે સ્વામી! ભરતારના વિરહથી પીડાણી થકી આજે એને વૃક્ષની ડાલને વિષે ફાંસી ખાઇને મરવા માંડયું હતું, તેને ફાંસી છોડાવીને હું આપની પાસે લઇ આવી છું, માટે આપ કૃપા કરીને એને સર્વ દુઃખથી વિમુક્ત કરનારી એવી દીક્ષા આપો. ગુરૂ બોલ્યા કે આ તારી પુત્રી દીક્ષા લેવાને અયોગ્ય

છે. તે વારે માતાએ કહ્યું કે હે મહારાજ ! એને જે ધર્મ કરવા યોગ્ય હોય તે બતાવો. ગુરૂ બોલ્યા કે હે ભદ્રે ! એને ચૈત્ર શુદિ પૂનમનું આરાધન કરાવો, કે જે થકી એના અશુભ કર્મનો વિલય થાય. પછી કન્યાએ કહ્યું કે હે મહારાજ ! તમે મુજને એનો વિધિ બતાવો, તે વારે પુંડરિક ગણધર બોલ્યા કે ચૈત્ર શુદિ પૂનમને દિવસે શુભ ભાવથી ઉપવાસ કરવો, તથા શ્રીભગવંતના દેરાસરે જઇ પૂજા કરવી, સ્નાત્રમહોત્સવ કરવો, સર્વ દેરાસરે વાંદવા જવું, ગુરૂની પાસે ચૈત્રી પૂનમનું વખાણ સાંભળવું, દીન હીન જનોને દાન આપવું, તે દિવસે શીલ પાલવું, જીવની રક્ષા કરવી, મોતીથી અથવા ચાવલથી પાટ ઉપર વિમલગિરિની સ્થાપના કરીને તેની મોટી પૂજા કરવી. ગુરૂની પાસે પાંચે શક્રસ્તવે દેવ વાંદવા. દશ, વીશ, ત્રીશ, ચાલીશ, પચાસ લોગસ્સના કાઉસ્સગ્ગ કરવા, સ્તવન પણ કહેવાં, બે ટંક પડિક્કમણાં કરવાં, બીજો વિશેષ વિધિ ગ્રંથાંતરથી જાણવો. ઇત્યાદિક દિન રાત્રિનાં કર્ત્તવ્ય કરવાં. પછી પારણાને દિવસે મુનિમહારાજને વહોરાવીને પોતે પારણું કરવું. એવી રીતે પન્નર વર્ષ તપસ્યા કરવી. તપસ્યા પૂર્ણ થયાથી શક્તિ પ્રમાણે ઉજમણું કરવું. એથી જે દરિદ્રી હોય, તે ધનવાન્ થાય. પુત્ર, કલત્ર, સૌભાગ્ય, યશ, કીર્ત્તિ વધે, દેવતાનાં સુખ અને મોક્ષનાં સુખ પામે. વલી સ્ત્રીને ભરતારનો વિયોગ ન થાય, રોગ શોક વિધવાપણું મૃતવત્સાપણું ઇત્યાદિક દોષોનો નાશ થાય. વલી વિષકન્યાપણું તથા ભૂત, પ્રેત, શાકિની, ડાકિની આદિકના સર્વે દોષ વિલય પામે. જે પ્રાણી ભાવે કરી ચૈત્રી પૂનમનું આરાધન કરે, તે પ્રાણી મોક્ષનાં સુખ પામે.

એવી પુંડરિક ગણધરની વાણી સાંભલીને તે કન્યા હર્ષ-વંત થઇ કહેવા લાગી કે હે મહારાજ! એ તપ હું કરીશ, એમ ગુરૂ પાસે તપ અંગીકાર કરી માતા પિતા સહિત ગુરૂને નમસ્કાર કરી પોતાને ઘેર જઇ તે દિવસ આવેથી ચૈત્રી પૂનમનું આરાધન કર્યું. તપ પૂર્ણ કરી ઉજમણું કર્યું. શ્રીસિદ્ધાચલજીની યાત્રા કરી શ્રીઋષભદેવસ્વામીનું ધ્યાન ધરતી રહી. છેવટ અનશન કરી આયુ પૂર્ણ થયે સૌધર્મ દેવલોકે દેવતાપણે જઈ ઉપની તિહાં દેવતા સંબંધી ભોગ ભોગવી આયુ પૂર્ણ કરી મહાવિદેહને વિષે સુકચ્છ વિજયે વસંતપુર નગરમાં નરચંદ્ર રાજાના રાજ્યને વિષે તારાચંદ નામના શેઠ વસે છે તેની તારા નામે ભાર્યા છે, તેની કૂખે પુત્રપણે ઉપજશે. તેનું નામ પૂર્ણચંદ્ર થશે, બહોંતેરકલાએ પરિપૂર્ણ થશે, પન્નર કોડી દ્રવ્ય પામશે, પન્નર સ્ત્રીઓ અને પન્નર પુત્ર પામશે. ઇત્યાદિક ઘણાં સુખ ભોગવશે. વલી તે ભવમાં પણ ચૈત્રી પૂનમનું આરાધન કરશે છેવટ જયસમુદ્ર ગુરૂની પાસેથી દીક્ષા લઈ ચારિત્ર પાલી મોક્ષે જશે.

એમજ ચૈત્રી પૂનમનું તપ કરતાં ઘણા જીવ મોક્ષે ગયા છે. તથા વલી શ્રીકૃષ્ણના પુત્ર સાંબ, પ્રદ્યુમ્ન, દશરથનો પુત્ર ભરત, શુક નામે મુનિરાજ, શેલકજી, પંથકજી, રામચંદ્ર, દ્રવિડ રાજા, નવ નારદ, પાંચ પાંડવ, એ સર્વ શ્રી સિદ્ધા-ચલ ઉપર મોક્ષે ગયા છે. વલી ચૈત્રી પૂનમને દિવસે ઉપવાસ કરીને જે પ્રાણી શ્રીસિદ્ધાચલ તીર્થની યાત્રા કરે તે પ્રાણી નરક તિર્યંચની ગતિનો વિચ્છેદ કરે. ચૈત્રી પૂનમને દિવસે મંત્રાક્ષરે પવિત્ર સ્નાત્રજલ ગ્રહણ કરીને ઘરને વિષે છાંટે

તેના ઘરમાં મરકી પ્રમુખ ઉપદ્રવ ન થાય. સર્વદા છાંટે તે પ્રાણી ઋદ્ધિ સુખ સંપદા પામે. શુભ ભાવથી આરાધતાં માંગલિકની માલા વધે, મોક્ષનાં સુખ પામે, શ્રીનંદીશ્વર દ્વીપને વિષે શાશ્વતા ભગવાન્ પૂજ્યા થકી જે પુણ્ય થાય, તે થકી અધિક પુણ્ય ચૈત્ર શુદિ પૂનમને દિવસે શત્રુંજય તીર્થ ઉપર ભગવાનના પૂજા કરવાથી થાય જે મનુષ્ય અન્ય સ્થાનકે રહ્યો થકો પણ ચૈત્રી પૂનમને દિવસે શ્રીઋષભદેવજીની તથા પુંડરિક ગણધરની પૂજા કરે, તે દેવતાની પદવી પામે અને જો વિમલાચલ ઉપર રહ્યો થકો ભક્તિ કરે, તો ઘણુંજ ફલ પામે, તેમાં તો કહેવું જ શું ? તથા ચૈત્રી પૂનમને દિવસે જે દાન આપીયે, તપસ્યા કરીએ, ધ્યાન ધરીએ, સામાયિક કરીએ, જિનપૂજા કરીએ, તે સર્વ ધર્મકાર્ય, પાંચ કોડી ગુણાં ફલનાં આપનાર થાય. જે પ્રાણી શુદ્ધ વિધિએ ચૈત્રી પૂનમનું આરાધન કરે તે જીવ પોતાને સ્થાનકે બેઠો થકો ભાવના ભાવતો પણ તીર્થયાત્રાનું ફલ પામે ॥ ઇતિ ચૈત્રી પૂનમનું વ્યાખ્યાન સંપૂર્ણ.

॥ ઇતિ ચૈત્રી પૂનમનું વ્યાખ્યાન

સંપૂણ ॥

